# અનુક્રમણિકા.


| વિષય. | પૃષ્ઠ. |
|---|---|
| ૧. બે ઉંદર. | ૭. |
| ૨. ઉંદરની ચતુરાઈ. | ૮. |
| ૩ ઉંદરનું બચ્ચું અને તેની મા | ૯. |
| ૪ બે કૂકડા અને લોંકડી. | ૧૦. |
| ૫. ઉંટ અને શિયાળ. | ૧૧. |
| ૬. બકરો અને બળદ | ૧૨. |
| ૭. શિયાળ અને કૂકડો. | ૧૩. |
| ૮ મગર અને વાંદરો. | ૧૫. |
| ૯. બે બિલાડી અને વાંદરો | ૧૭. |
| ૧૦. સિંહની માંદગી અને ખધો શિયાળ. | ૧૯. |
| ૧૧ શિયાળ અને ખીસકોલી. | ૨૦. |
| ૧૨. પંખીઓની લડાઇ. | ૨૨. |
| ૧૩. સસલો અને કાચબો. | ૨૪. |
| ૧૪ જાત્રાએ જઈ આવેલી બિલાડી. | ૨૬. |
| ૧૫. વનનો રાજા પસંદ કરવા મળેલી પશુ પક્ષીઓની સભા. | ૨૮. |
| ૧૬. બિલાડીની ડોકે ઘંટડી કોણ બાંધશે? | ૩૧. |
| ૧૭ હાથી અને બાળક. | ૩૪. |
| ૧૮ ભોળો ભાભો અને ઉંટ. | ૩૫. |
| ૧૯. આરબ અને તેનો ઘોડો. | ૩૬. |
| ૨૦. ચકલી અને તેનો માળો. | ૩૭. |
| ૨૧ કુતરો અને ગાડું હાંકનારો. | ૩૯. |
| ૨૨ વાંદરો અને નાનું બાળક | ૪૦. |
| ૨૩. હાથી અને દરજી. | ૪૧. |
| ૨૪. ઘોડો અને ગધેડો. | ૪૨. |
| ૨૫. હઠીલો લલ્લુ. | ૪૪ |
| ૨૬. નવમાલિકા બેનનાં વખાણ. | ૪૬. |
| ૨૭. આળસુ છોકરો. | ૪૮. |
| ૨૮. યમરાજાનો દરબાર. | ૫૧. |
| ૨૯. કાચબો અને ગરુડ પક્ષી. | ૫૪. |
| ૩૦. બ્રાહ્મણ અને તેની બે બિલાડી. | ૫૬. |


(છેલ્લે પાને જુઓ).

" મુંબઈ ઇલાકાના તથા વડોદરા રાજ્યના મે. ડિરેક્ટર સાહેબોએ આ 'બાળવાર્તા' ઇનામ અને લાઇબ્રેરી માટે મંજુર કરી છે." કર્તા.

# બાળવાર્તા.

કર્તા,

ગંગાશંકર મણિશંકર વૈષ્ણવ,

બી. એ., બી. એસ સી. એસ. ટી. સી. ( ઑનર્સ. )

પહેલા ઍસિસ્ટન્ટ માસ્ટર હાઈસ્કૂલ મહાલક્ષ્મી

ટ્રેનિંગ કૉલેજ ફૉર વિમેન,—અમદાવાદ.

'બાળસ્વભાવ' ઇત્યાદિના કર્તા.

આવૃત્તિ બીજી. પ્રત ૨૦૦૦.

સંવત ૧૯૬૮. ઈ. સ. ૧૯૧૨.



કિંમત ૦-૩-૦.

# સૂચના.



## વાર્તા કહેવા સંબંધી.

શુદ્ધ ઉચ્ચારથી, જોઈએ તેવા ને તેટલા અવાજથી, ચપળતાથી, અને ઉત્સાહથી વાર્તા કહો. વિસ્મય, દયા, હર્ષ, દિલસોજી, ગુસ્સો, વગેરે અનેક ભાવોની તાદશ છાપ પડે તેવી રીતે વાર્તા કહો. કહેતાં કહેતાં **વચમાં** પ્રશ્ન પૂછવાની કે વાર્તાનો કોઈ ભાગ કે કઠણ શબ્દો સમજાવવાની જરૂર નથી. જરૂર પડે તો આ કામ વાર્તા પૂરી થઈ રહ્યા પછી કરો. પહેલાં ટુંકી અને સહેલી અને ક્રમે ક્રમે લાંબી અને અઘરી વાર્તા કહેવી. વાર્તા કહેતી વેળા જોઈતાં **સાધન** તૈયાર રાખવાં.

## ૨. વાંચવા સંબંધી.

વાર્તા મોઢે કહેવાથી ભાષાનું સ્વરૂપ દરેક વેળા થોડુંઘણું બદલાય છે. ચોપડીમાં આપેલી વાર્તા વાંચી જવાથી ભાષાનું સ્વરૂપ કાયમ રહે છે. જ્યારે વાર્તા વાંચવાની હોય, ત્યારે સ્પષ્ટ અને શુદ્ધ ઉચ્ચારની તેમજ સંબંધપૂર્વક અને ભાવપૂર્વક વાંચવાની ઘણીજ જરૂર છે.

## ૩. ભજવવા સંબંધી.

વાર્તા ભજવવાથી તેમાં સમાએલા વિચાર, બોધ, વગેરેની તાદશ, ઊંડી અને અસરકારક છાપ બાળકોના મગજ ઉપર પડે છે. ભજવવાથી બાળકોના કંઈક કંઈક કરવાના સ્વાભાવિક વલણને પુષ્ટિ મળે છે, અને તેથી તેઓનું જીવન સુખમય અને રસમય બને છે. ભજવાવતી વેળા ચાલાક અને હોશિઆર છોકરા કે છોકરીને પસંદ કરવાં. સાધારણ રીતે વર્ગમાં તો વારાફરતી બધાંને પોતાની શક્તિ અજમાવવાનો પ્રસંગ આપવો. ઇનામના મેળાવડા વખતે રમુજી અને બોધદાયક સંવાદો ભજવવાથી પ્રેક્ષકવર્ગને આનંદ મળે છે, અને શિક્ષકનું કામ દીપી નીકળે

છે. બાળકોનો સભાક્ષોભ દૂર થાય છે એ પણ એક પ્રકારની કેળવણીજ છે. શિક્ષક સાદાં સાધનોનો ઉપયોગ કરી પ્રયોગને વધારે આકર્ષક અને રસિક કરી શકે:—જેમકે, સસલા અને કાચબાની વાર્તા ભજવવાની હોય, તો કાચબા, સસલા, અને લોંકડીનાં, જાડાં પૂંઠાં પર કાઢેલાં ચિત્રોથી, અગર જાડાં પૂંઠાંમાંથીજ તેવા આકાર કાપી કાઢવાથી, અને જોનારનું ધ્યાન ખેંચે તેવી રીતે ભજવનારની છાતીના ભાગ ઉપર તે ચિત્રો ગોઠવવાથી, પ્રયોગ સફળ કરી શકાય.

## ૪. લખાવવા સંબંધી.

વાંચેલી વાર્તા લખાવવાથી "**નિબંધ**"ની **શરૂઆત** કરવામાં આવે છે. ટુંકામાં શુદ્ધ ભાષાનો, સંસ્કારી અને રસમય શૈલીનો, વિચારને ક્રમવાર ગોઠવવાની આવડતનો અને ચોકસાઈના ગુણની કેળવણીનો આધાર વાર્તાદ્વારા નિબંધ લખાવવાની ઉપર રહેલો છે. "**બાળવાર્તા**"-નો ઉપયોગ, વાર્તા કહેવાના સાધન તરીકે કર્યા ઉપરાંત, શરૂઆતમાં નિબંધ લખાવવાના સાધન તરીકે પણ થઈ શકે તેમ છે.

## ૫. અંગ્રેજી, સંસ્કૃત, વગેરે બીજી ભાષાઓમાં તરજુમો.

અંગ્રેજી ધોરણોના વિદ્યાર્થીઓને આ વાર્તાઓનો અંગ્રેજી, સંસ્કૃત, ફારસી, ફ્રેન્ચ, વગેરે ભાષામાં તરજુમો કરાવવાનું લાભદાયક કાર્ય અંગ્રેજી શાળાઓ ઉપાડી લે, તો મારા ધારવા મુજબ આ સસ્તું પુસ્તક જ્ઞાન અને ગમ્મત આપનારૂં સાધન થઈ પડે.

## છેવટ.

આ મુજબ મારી નમ્ર સૂચનાઓ છે. મારૂં કામ **સૂચના** કરવાનું છે. **અમલ** કરવાનું કામ બીજાઓના હાથમાં છે; તો પછી વિશેષ કહેવાથી કંઈ ફળ છે ખરૂં ?

**કર્ત્તા.**

# પ્રસ્તાવના.

## બીજી આવૃત્તિ.

પુસ્તકને વધારે ઉપયોગી અને રસિક કરવા બનતો પ્રયાસ કર્યો છે. કેટલીક નવી વાર્તાઓ ઉમેરી પુસ્તકના કદમાં વધારો કર્યો છે, છતાં કિંમત વધારી નથી. આ અને આવાં બીજાં કારણોથી આ આવૃત્તિ ઉત્તેજનને પાત્ર થઈ પડશે એવી આશા છે. મારા સ્નેહી મિત્ર અને કવિચિત્રકાર રા. શાહ ફુલચંદ ઝવેરદાસભાઈ માસ્તરનો જાહેર રીતે ઉપકાર માનવાની રજા લઉં છું. પુસ્તકને બહારથી આકર્ષક, અને સુ-શોભિત બનાવવાનું માન તેમને ઘટે છે.

**અમદાવાદ**—ઢાળની પોળ.
સપ્ટેંબર, ૧૯૧૨.

**કર્ત્તા.**

---

## આવૃત્તિ પહેલી.

ગુજરાતી ભાષામાં બાળકો માટેના સાહિત્યની જબરી ખોટ છે તે કેટલેક દરજ્જે પૂરી પાડવાનો, તેમજ નાનીમોટી ઉંમરનાં બાળકોને ઉપયોગી થઈ પડે તેવાં વાર્તાના પુસ્તકની ખોટ છે એવી ફરિઆદ વારંવાર સંભળાય છે તે દૂર કરવાનો, આ નાનકડા પુસ્તકમાં પ્રયાસ કરવામાં આવ્યો છે. પ્રયાસ કેટલે દરજ્જે ફળીભૂત થયો છે તે નક્કી કરવાનું કામ વાચકવર્ગને સોંપવું ઉચિત છે. માબાપ અને શિક્ષકો આ વાર્તાઓ જાતે વાંચી જઈ, છેક નાનાં બાળકોને હોંસે હોંસે કહી સંભળાવશે, તેમજ મોટી ઉંમરનાં છોકરાછોકરીઓને વાંચી જવાની ભલામણ કરશે, તો આ પ્રયાસ વ્યર્થ ગયો નહિજ ગણાય. આશા રહે છે, કે પ્રાથમિક, માધ્યમિક ( મિડલ ) અને ઉચ્ચ ( હાઈ ) શાળાઓના વિદ્યાર્થીઓ આ વાર્તા વાંચી બોધ અને આનંદ મેળવી શકશે.

નાનાં બાળકોને વાર્તા સાંભળવી બહુ ગમે છે. બાળકોનું આ સ્વાભાવિક વલણ લક્ષમાં રાખી મુંબઈ ઇલાકાના કેળવણીખાતાના

મે. ડિરેક્ટર સાહેબે '**બાળવર્ગ**' અને '**પહેલા ધોરણ**'માં જાતજાતની વાર્તાઓ કહેવાનું તથા કોઈ કોઈ વેળા તે વાર્તાઓને નાના નાટકના રૂપમાં ભજવવાનું ફરમાવ્યું છે.

**(જુઓ મુંબઈ ઇલાકાના સરકારી કેળવણીખાતા તરફથી પ્રસિદ્ધ થએલી વર્નાક્યુલર નિશાળના શિક્ષકો માટેની સૂચનાઓ).**

આ સૂચનાને અનુસરી આ લઘુ પુસ્તક તૈયાર કરવામાં આવ્યું છે. વાર્તાઓ નાટકના રૂપમાં ભજવી બતાવવાથી બાળકો ઉત્સાહી, આનંદી અને સહૃદય બને છે. આજ કારણથી આ પુસ્તકમાં કેટલાક રમુજી અને બોધદાયક સંવાદો પણ આપ્યા છે.

જો આ વાર્તાઓ સાંભળવા કે સંભળાવવાથી, વાંચવા કે વંચાવવાથી, લખવા કે લખાવવાથી, નાનાંમોટાંની નીતિરીતિમાં સુધારોવધારો થશે, તેઓની રસવૃત્તિ પોષાશે, અને તેઓને બોધ સાથે ગમ્મત મળશે, તો લેખકને કેટલો બધો આનંદ અને સંતોષ ઉત્પન્ન થશે, એ કહેવાની જરૂર રહેતી નથી.

આ લઘુ પુસ્તકમાં કરેલા યોગ્ય સૂચના અને મદદ માટે કેટલાક મિત્રો અને શુભેચ્છકોનો અંતઃકરણપૂર્વક આભાર માનવાની આ તક મારે જતી કરવી જોઈએ નહિ.

પુસ્તકને વધારે બોધક અને ઉપયોગી કરવા માટે બાળકેળવણીમાં હિત ધરાવનારા વિદ્વાનો, માબાપો, અને શિક્ષકો યોગ્ય સૂચનાથી મદદ કરશે એવી વિનતિ છે.

પ્રે. રા. ટ્રે. કૉલેજ ક્વાર્ટર્સ.
અમદાવાદ.
માર્ચ, ૧૯૧૦.

કર્તા.

# બાળવાર્તા.



## ૧. બે ઉંદર.

એક ઉંદર હતો. તે એક ગૃહસ્થના રસોડામાં રાતે રાતે દરરોજ આવતો, ને ઘરનાં સઘળાં માણસ સુઈ ગયાં હોય ત્યારે રસોડામાં જે કંઈ પડયું હોય તે જરા પણ ખડખડાટ કર્યા વિના ખાઈ જતો. જો કંઈ બહાર પડેલું ન હોય તો ગરમું ઉઘાડી તેમાંથી રોટલારોટલી ખાઈ જતો. એક વેળા મોડી રાતે રસોડામાં ખડખડાટ થવાથી ઘરધણીને શક ગયો, તેથી શું છે તે છૂપાઈને જોવા લાગ્યો. રસોડાનો લોભીઓ ઉંદર એક આંધળા ઉંદરના કાન પકડી તેને ગરમા તરફ દોરી જતો જોવામાં આવ્યો. ઉંદરને જોઈને ઘરધણીના મનને નિરાંત વળી; તે બંને ઉંદરો શું કરે છે તે જોવા માટે તે બારણા પાછળ ગુપચુપ ઉભો રહ્યો. ગરમાને ઢાંકેલી થાળી જરા ખુલ્લી રહી ગઈ હતી, તેને ઉંચી કરી, દેખતા ઉંદરે પેલા આંધળા ઉંદરને ખાવા માટે રોટલીરોટલા કાઢી આપ્યા, અને તે બિચારો ખાઈ રહ્યો ત્યાંસુધી દેખતા ઉંદરે ચારે તરફ નજર રાખી તેની ચોકી કરી. જ્યારે પોતાના આંધળા દોસ્તનું પેટ ભરાઈ રહ્યું ત્યારે તે તેને ધીમે ધીમે દોરીને દરમાં મૂકી આવ્યો! આ બધું જોઈને પેલો ઘરધણી બોલી ઉઠયો, 'આહા! પરમેશ્વરની શી ખુબી છે કે તેણે ઉંદર જેવા પ્રાણીને પણ પોતાના આંધળા જાતભાઈને મદદ કરવાની અકલ આપી છે!'

## ૨. उंदरनी चतुराई.

કોઈ એક વાણીઆની દુકાનમાં એક રાતે એક ઉંદર કંઈ ખાવાનું શોધવા પેઠો. તે બધે ફરી વળ્યો, પણ વાણીઓ બધો માલ એવી ચોકસાઈથી ઢાંકી ગયો હતો, કે તે બિચારાને કંઈ પણ ખાવાનું મળ્યું નહિ. તે થાકીને બેઠો હતો, એવામાં તેની નજર સીકા ઉપર મૂકેલી એક શીશી ઉપર પડી. જેમ તેમ કરી તે સીકા ઉપર ચઢયો; ઉપર જઈને જુએ છે, તો શીશીમાં અર્ધે સુધી તેલ ભરેલું હતું. શીશીનું મોં બંધ કરતાં વાણીઓ ભૂલી ગયો હતો, પણ તે એટલું બધું સાંકડું હતું, કે તે ઉંદરનું મોં અંદર પેસી શકે એમ નહતું. હવે શું કરવું એનો તે વિચાર કરવા લાગ્યો. શીશીને ઊંધી વાળવા તે ઘણું મથ્યો, પણ તે એવી તો સજ્જડ ગોઠવેલી હતી, કે તેનાથી તેલ ઢોળી શકાયું નહિ. અંતે તેને એક યુક્તિ સૂઝી આવી. તે સીકાની દોરી ઉપર ચઢયો, અને પોતાની પૂંછડી બરાબર સીધી રાખી તે શીશીમાં ઉતારી. શીશીમાંથી પૂંછડી કાઢતો જાય, ને તેના ઉપર ચોટેલું તેલ ચાટતો જાય. આ પ્રમાણે તે બધું તેલ ચાટી ગયો. વાણીએ સવારે આવીને જોયું, તો શીશી ખાલી થએલી દીઠી, પણ તે કેવી રીતે ખાલી થઈ તેની તેને ગમ પડી નહિ!

## ૩. ઉંદરનું બચ્ચું અને તેની મા.

એક ઉંદરનું બચ્ચું હતું. એક ઉંદરીઉં જોઈને તેણે એક દિવસ પોતાની માને કહ્યું, ' મા, મા, પેલું જાળી જાળીવાળું ઘર કેવું સરસ દેખાય છે ! વાહ ! તેમાં વળી તાજા રોટલાનો એક કકડો પણ મૂકેલો છે ! મા, તેમાં જઈને હું તે ખાઉં ? ' માએ કહ્યું, ' બેટા, એ ઘર નથી, પણ ઉંદરીઉં છે. તે આપણને પકડી લેવા માટે મૂક્યું છે. એક વેળા તારા બાપા તાજો રોટલો ખાવા તેમાં ગયા હતા; પણ તે ત્યાં ગયા તે ગયાજ; હજુએ તે પાછા આવ્યા નથી ! ' આટલું સમજાવીને તે નાદાન બચ્ચાને તે એકદમ પોતાના દરમાં લઈ ગઈ; પણ જરા વાર પછી તે કંઈ કામસર બહાર ગઈ, એટલે પેલું બચ્ચું એકલું પડ્યું. તેને પેલો રોટલાનો કકડો ખાવાનું ફરી મન થઈ આવ્યું, તેથી તે છાનુંમાનું દરમાંથી બહાર નીકળ્યું, અને પેલા ઉંદરીઆમાં પેઠું. ઉંદરીઆમાં પેઠું કે તરતજ તે ઉંદરીઆનું બારણું બંધ થઈ ગયું, અને તે ત્યાંનું ત્યાંજ પૂરાઈ રહ્યું. બીજે દિવસે સવારે ઘરધણીએ તે બચ્ચાને બહાર કાઢી મારી નાખ્યું. ! મરતાં મરતાં તે બચ્ચું બોલ્યું, કે જે કોઈ પોતાના માબાપનું કહ્યું માનતું નથી તેના આવા બુરા હાલ થાય છે !

## ૪. बे कूकडा अने लोंकडी.

---

એક ગામમાં બે કૂકડા રહેતા હતા. તેમાં એક નાનો હતો અને બીજો મોટો હતો. નાનો કૂકડો અદેખો હતો, તેથી તે એક દિવસ એક લોંકડી પાસે જઈ કહેવા લાગ્યો, 'લોંકડીબાઈ, લોકડીબાઈ, તમારે એક તાજોમાજો અને સરસ કૂકડો ખાવો હોય, તો ચાલો, હું તમને બતાવું.' લોંકડી તે નાના કૂકડાનો ઉપકાર માની તેની સાથે ગઈ. જ્યારે નાનો કૂકડો તે લોંકડીને લઈ મોટા કૂકડાના રહેઠાણ આગળ આવ્યો, ત્યારે મોટો કૂકડો એક ઝાડ ઉપર ચઢી બેઠો હતો. આથી પેલી લોંકડી તે કૂકડાને મારી શકી નહિ. જ્યારે તે લોંકડીનું કંઈ ફાવ્યું નહિ, એટલે તેણે પેલા નાના કૂકડાને કહ્યું, ' અલ્યા, જૂઠા કૂકડા, અહીં તો એકે કૂકડો નથી. તું મને અહીં શા માટે નકામી બોલાવી લાવ્યો ? મને બહુજ ભૂખ લાગી છે. ' આટલું બોલી તેણે તે નાના કૂકડાની ગળચી પકડી મારી નાખ્યો. નાનો કૂકડો તરફડીઆં ખાતો ખાતો બોલ્યો, ' મેં કેટલી બધી મૂર્ખાઈ કરી કે અદેખાઈથી હું લોંકડીને અહીં બોલાવી લાવ્યો ! બીજાની અદેખાઈ કરે છે, તેના અંતે આવા હાલ થાય છે !' "

---

# ૫. ઉંટ અને શિઆળ.

---

એક ઉંટ અને શિઆળ વચ્ચે દોસ્તી થઈ. એક ખેતરમાં રાતે છાનામાના પેસી જઈ પેટ ભરવાનો તે બંનેએ નિશ્ચય કર્યો. શિઆળે પોતાનું પેટ ભરી લીધું, એટલે ખેતર બહાર જઈ તે ચીસો પાડવા લાગ્યો. ઉંટે કહ્યું, ' ભાઈ, જરા વાર મૂંગો રહે; હજુ મારૂં પેટ તો અર્ધુંએ ભરાયું નથી.' શિઆળે જવાબ આપ્યો, ' તેમાં હું શું કરૂં ? મને ચીસો પાડવાની ટેવ પડી ગઈ છે, તે કંઈ તારે માટે અત્યારે ને અત્યારે જતી રહેવાની છે ?' શિઆળની ચીસો સાંભળીને ખેતરનો ધણી આવી પહોંચ્યો. તેને આવતો જોઈને શિઆળ તો નાસી છૂટયો, પણ પેલો ઉંટ સપડાઈ ગયો, અને તે બિચારાને ખૂબ માર પડયો ! માર ખાતો ખાતો તે માંડમાંડ ખેતરમાંથી બહાર નીકળી નાઠો. આગળ જતાં તે પેલા શિઆળને જઈ મળ્યો. શિઆળે પોતાને દગો દીધો તેથી તેનો બદલો વાળવા પેલો ઉંટ લાગ શોધતો હતો. આગળ ચાલતાં એક ઊંડી નદી આવી, ત્યારે શિઆળે કહ્યું, ' ઉંટભાઈ, તમે મને તમારી પીઠ ઉપર બેસાડી નદીને પેલે પાર ઉતારશો તો મોટી મહેરબાની થશે.' ઉંટે તેને પોતાની પીઠ ઉપર બેસાડયો, ને નદીની વચ્ચે આવી આમથી તેમ ને આમથી તેમ પોતાની પીઠ ઝોકાવવા લાગ્યો.

આથી પેલા શિઆળને બીક લાગી, કે જો આ ઉંટ પોતાની પીઠ વધારે નમાવશે તો હું નદીમાં પડી ડૂબી મરીશ; તેથી તે બોલ્યો, 'ભાઈ, મહેરબાની કરી તમારી પીઠ નમાવશો નહિ, નહિ તો હું નદીમાં ડૂબી મરીશ!' ઉંટે જવાબ આપ્યો, 'ભાઈ, તેમાં હું શું કરૂં ? મને મારી પીઠ હલાવવાની અને એક બાજુ નમાવવાની ટેવ પડી છે તે તારે માટે શું અત્યારે ને અત્યારે જતી રહેવાની છે?' આમ બોલી તેણે પોતાની પીઠ એક તરફ ખૂબ ઝોકાવી એટલે પીઠ ઉપર બેઠેલો શિઆળ ઊંડા પાણીમાં પડી ડૂબી મુઓ!

## ૯. बकरो अने बळद.

એક બળદ હતો. તેની પાછળ એક સિંહ પડયો, તેથી તે બિચારો જીવ લઈને નાઠો. તે એક મોટી ગુફામાં સંતાવા જતો હતો, પણ તેમાં તો એક બકરો રહેતો હતો; તેણે તે બળદને અંદર પેસવા દીધો નહિ, અને તેના સામા શીંગડાં ઉગામી ગર્વ કરીને કહ્યું, 'અરે! તું કોણ છે? તું મારા ઘરમાં પેઠો કેમ? નીકળ અહીંથી.' બળદે નરમાશથી જણાવ્યું, કે ભાઈ, હું અહીં આડે દિવસે આવતો નથી, એ તમે સારી પેઠે જાણો છો. હું અત્યારે મોટી આફતમાં આવી પડયો છું, માટે તમારા ઘરમાં આશરો

લેવા આવ્યો છું. જો તમે મને અત્યારે આશરો આપશો તો મોટો ઉપકાર થશે. બકરે તેનું બોલવું પૂરૂં સાંભળ્યું પણ નહિ અને તેને મારવા ધસ્યો. આથી બળદને ઘણું માઠું લાગ્યું પણ તેને ત્યાં વધારે વખત રોકાઈ રહેવું પરવડે એમ નહતું, કારણ કે તેની પાછળ પડેલો સિંહ બહુ છેટો નહતો. જતાં જતાં તે, બકરાને આટલું કહેતો ગયો, કે અત્યારે હું તદ્દન લાચાર છું. મને તારી કે તારાં શીંગડાંની બીક લાગતી નથી, પણ મને તો સિંહની બીક લાગે છે; નહિ તો કોણ બળવાન છે તે હું તને દેખાડી આપત. મારે તારી અત્યારે ગરજ પડી છે, માટે તું મારૂં અપમાન કરે છે. ભાઈ, ગરજ હોય છે ત્યારે તો બળવાન નબળાને નમે છે! રાજા રંકને ઘેર જાય છે, અને સોંઘું પણ મોઘું થઈ બેસે છે!

## ૭. शिआळ अने कूकडो.

કોઈ એક ખેડુતના વાડામાં પરોઢીએ એક શિઆળ જાળમાં સપડાયો. એક કૂકડો તેની પાસે આવી તેના સામું જોવા લાગ્યો, એટલે તે શિઆળ બોલ્યો, 'ભાઈ, પરોઢીએ તારો મીઠો સાદ સાંભળીને તને હું મળવા માટે આવતો હતો, પણ એટલામાં હું આ જાળમાં સપડાઈ ગયો છું. મહેરબાની કરી તું મને આ દુઃખમાંથી છોડાવ અને એક

છરી લાવી આ જાળ કાપી નાખે તો મોટો ઉપકાર થશે. જો તારાથી તેટલું પણ ન બને તો જ્યાંસુધી હું આ જાળને મારા દાંત વડે કરડી ખાઉં, ત્યાંસુધી તું ભલો થઈ ગુપચુપ રહેજે.

કૂકડો મનમાં સમજી ગયો, કે આ શિઆળભાઈ તો ઘણુંએ મારું કાસળ કાઢવા અહીં પધાર્યા હતા, પણ મારા ધણીએ પાથરેલી જાળમાં ભાઈ ફસાઈ ગયા છે, એટલે હવે આ બધું ડહાપણ કરે છે. શિઆળને કંઈ પણ જવાબ આપ્યા વિના તે ત્યાંથી એકદમ પોતાના ધણી પાસે દોડી ગયો. શિઆળે જાણ્યું, કે કૂકડો મારી જાળ કાપવાને છરી લેવા દોડી ગયો છે; પણ તે તો પોતાના ધણીને શિઆ-ળની ખબર આપવા ગયો હતો. થોડી વાર પછી તે કૂકડો અને તેનો ધણી શિઆળની પાસે આવી પહોંચ્યા; તે વેળા તે શિઆળ પોતાના દાંતથી ફાંસાની દોરી કરડી ખાતો હતો. તેને જોઈ પેલો ખેડુત બોલ્યો, ' અલ્યા, લુચ્ચા શિઆળ, તું અહીં દરરોજ છાનોમાનો આવી મારું ઘણું નુકસાન કરી જાય છે; તું આજે ઠીક સપડાયો છે; જો મારા નિ-મકહલાલ અને શાણા કૂકડાએ મને આજે વખતસર ખબર ન આપી હોત તો તારે તો આજે પણ નાસી છૂટવું હતું! લુચ્ચાઈ કરનારા રોજ પકડાતા નથી, પણ જ્યારે તે પક-ડાય છે, ત્યારે તેના આવા હાલ થાય છે.' આમ કહીને તે ખેડુતે તે શિઆળને ડાંગ વડે મારીને ઠાર કર્યો.

# ૮. મગર અને વાંદરો.

એક તળાવ હતું. તેમાં એક મગર રહેતો હતો. તે તળાવને કાંઠે એક જાંબુનું ઝાડ હતું. તે ઝાડ ઉપર એક વાંદરો રહેતો હતો. મગર અને વાંદરો નજીક નજીક રહેતા હતા, તેથી તે બંને વચ્ચે દોસ્તી થઈ હતી. વાંદરો મગરને ખાવા માટે ઝાડ ઉપરથી પાકાં મીઠાં જાંબુ તળાવમાં ફેંકતો. એક દિવસ તે મગરે વિચાર્યું, કે આ જાંબુ આટલાં બધાં મીઠાં છે, તો તે ખાઈનેજ જીવનાર વાંદરાનું કાળજું કેટલું બધું મીઠું હશે! ગમે તેમ કરી આ વાંદરાને મારી બોડમાં લઈ જાઈ, તેને મારી નાખી, તેનું કાળજું ખાઉં તો ઠીક. આમ વિચાર કરી, તે કાંઠે આવી પેલા વાંદરાને કહેવા લાગ્યો, 'વાંદરાભાઈ, વાંદરાભાઈ, તમે મને રોજ સારાં સારાં જાંબુ ખાવા નાખો છો, પણ હુંજ કમનસીબ છું, કે મારાથી તમારી જરા પણ પરોણાગત થતી નથી. જો આપ કૃપા કરી મારી બોડમાં આવો તો મારા ઉપર આપનો મોટો ઉપકાર થશે.' વાંદરે જવાબ આપ્યો, 'મગરભાઈ, તમારૂં ઘર પાણીમાં છે, તો હું ત્યાં કેવી રીતે આવી શકું?' મગરે જવાબ આપ્યો, 'તેની તમારે ફિકર કરવી નહિ; હું તમને મારી પીઠ ઉપર બેસાડી મારે ઘેર સહીસલામત લઈ જઈશ.' આ શબ્દો સાંભળી વાંદરો ઝાડ ઉપરથી

ઉતરી કાંઠા પાસે ઉભો અને જ્યારે મગર કાંઠા પાસે આ-વ્યો, એટલે તે તેની પીઠ ઉપર ચઢી બેઠો. મગરે તેને પોતાની બોડમાં લઈ જઈ કહ્યું, કે આજે તો તારા મીઠા કાળજાનો સ્વાદ ચાખવાની મારી ઇચ્છા થઈ છે, અને તેથીજ હું તને અહીં બોલાવી લાવ્યો છું. વાંદરાએ વિચાર્યું, કે હવે તો વગર મોતે મુઆ, માટે નાસી છૂટવા કંઈ પેંતરો રચવો પડશે. થોડી વાર વિચાર કરી તે કહેવા લાગ્યો, 'ઓહો! તેમાં તે શું? પણ ભલા મિત્ર, જો મારૂં મીઠું કાળજું ખાવાની તારી ઈચ્છા થઈ હતી, તો તારે મને પહેલેથીજ કહેવું હતું કેની! હું તો મારૂં કાળજું ઝાડ ઉપર મૂકીને અહીં આવ્યો છું; તારા મનમાં કાળજું ખાવું એમજ હોય તો મને પાછો લઈ જા, એટલે હું ઝાડ ઉપરથી તે લઈ આવું.' આ શબ્દો સાંભળી મગર તેને પોતાની પીઠ ઉપર બેસાડી પાછો કિનારે લઈ ગયો, એટલે તે વાંદરો કૂદકો મારી ઝાડ ઉપર ચઢી ગયો, અને કહેવા લાગ્યો, 'હે હૈયાફૂટા મગર, કાળજું તે વળી ઝાડ ઉ-પર છૂટું મૂકાતું હશે? હવે તું તારી બોડમાં પાછો ચાલ્યો જા; તારા જેવા દગાખોરની મેમાનગીરીએ પહોંચી, અને તારા જેવા મૂર્ખની દોસ્તીથી જીવ જોખમમાં આવી પડે છે, તે પણ જાણ્યું.'

## ૧. बे बिलाडी अने वांदरो.

કોઈ એક સ્થળેથી એક રોટલો લાવી, બે બિલાડીઓ તેના ભાગ પાડવા બેસે છે.

પહેલી બિલાડી—( બીજીને ) અલી, લાવ, આ રોટલાના હું ભાગ પાડી આપું.

બીજી બિલાડી—( પહેલીને ) એમ કેમ વારૂ ? શું મને ભાગ પાડતાં નથી આવડતા કે હું તે કામ તને સોંપું ?

પહેલી બિલાડી—( તડુકીને ) તેમાં તે આટલું બધું શાની બોલી નાખે છે ? જોયું તારૂં ડહાપણ ! રોટલો લાવવામાં તો જેટલી તને મહેનત પડી હતી, તેટલી મને પણ પડી હતી.

બીજી બિલાડી—( ઘુરકીને ) રાખ તારી બડાઈ તારી પાસે ! તારા લવલવાટથી હું ડરી જવાની નથી, સમજીને ? જુઓને શરમાતી પણ નથી, ને મનમાં જેમ આવે છે તેમ બોલે છે.

(બંને બિલાડી ખીજવાઈ જઈ લડવા તૈયાર થાય છે, એટલામાં એક વાંદરો આવે છે. )

વાંદરો—( બંને બિલાડીને ગુસ્સે જોઈ, મનમાં ) કંઈ લડાઈ સળગી લાગે છે. લાવ જોઉં, શું છે. ( બિલાડીઓને કેમ બેનો, શું છે ?

( બંને બિલાડી પોતપોતાની હકીકત તેને કહી સંભળાવે છે. )

વાંદરો—( સાંભળી રહ્યા પછી ) ઓહો ! એટલુંજ કેની ! એક રોટલાના ભાગ કરવા તેમાં શી મોટી વાત છે ? જો તમને કંઈ હરકત ન હોય, તો તેના સરખા ભાગ તમને હું કરી આપું.

બંને બિલાડી—( સાથે ) ખુશીથી, ખુશીથી.

વાંદરો પહેલાં તે રોટલાના બે કકડા કરે છે; એક નાનો ને બીજો તેનાથી થોડો મોટો. આ બંને કકડાને તાજવાના પલ્લામાં મૂકે છે. મોટો કકડો ભારે લાગવાથી તેમાંથી એક જબરૂં બચકું ભરી ખાય છે, એટલે તે તરફનું પલ્લું ઉંચે જાય છે. તે વળી પાછો નાના રોટલામાંથી એક જબરૂં બચકું ભરી ખાય છે, એટલે તે તરફનું પલ્લું પાછું ઉંચું જાય છે.

બંને બિલાડી—( વાંદરાની લુચ્ચાઈ સમજી જવાથી ) ભાઈ, થયું; હવે રોટલાના કકડા અમને પાછા આપો. અમે અમારી મેળે તના ભાગ લડયા વિના પાડી લઈશું.

વાંદરો—બેનો, જરા ધીરી થાઓ. અત્યાર સુધી તમને ભાગ પાડી આપવાની કડાકૂટ કરી તેથી મને ભૂખ લાગી ગઈ છે, માટે મારી મહેનતના બદલામાં મારો ભાગ લઈ જે બાકી વધે તે તમને પાછું આપું છું. ( આટલું બોલી બાકીના કકડા પણ તે ખાઈ જાય છે, એટલે બંને બિલાડી વીલાં મોં કરી ત્યાંથી ચાલી જાય છે.) તેમને જતી જોઈને પેલો પાકો વાંદરો ખૂબ હસ્યો, ને બોલ્યો, ‘ બેની લડાઈમાં ત્રીજો ખાઈ જાય.’

## ૧૦. સિંહની માંદગી અને ખંધો શિઆળ.

---

ઘણાં પશુઓને મારી ખાવાથી સિંહને અપચો થયો, અને તેથી તે માંદો પડયો. શિઆળ સિવાયનાં વગડાનાં બધાં પશુઓ તેની ખબર પૂછવા આવ્યાં હતાં. વરૂએ શિઆળની ચાડી ખાધી, અને સિંહને કહ્યું, 'મહારાજ, આપની તબીઅત જોવા વનનાં બધાં પશુઓ આવેલાં છે; પણ એકલો શિઆળજ આવ્યો નથી; મહારાજ, તેને આપની શી દરકાર ?' આ પ્રમાણે વાત ચાલતી હતી, એટલામાં શિઆળ આવી પહોંચ્યો. સિંહને ગુસ્સે જોઈને તે તરતજ સમજી ગયો, કે આજે લુચ્ચા વરૂએ આ ભોળા રાજાને ભંભેર્યો લાગે છે. ' થોડી વાર વિચાર કરી, બે હાથ જોડી, તે સિંહને કહેવા લાગ્યો, ' મહારાજ, આપને માંદા સાંભળી બધાં પશુઓ આપને જોવાને અહીં દોડી આવ્યાં, પણ મને તો આપને માટે એટલી બધી ફિકર થઈ આવી, કે હું તો આપને માટે દવા લાવવા બારોબાર વૈદને ઘેર દોડી ગયો. વૈદરાજે મને દવા બતાવી છે, અને કહેવરાવ્યું છે, કે જો તે દવાનો ઉપયોગ ઢીલ વિના થશે તો વનના રાજાજી તરતજ સાજા થઈ જશે. ' આ શબ્દો સાંભળી સિંહનો ગુસ્સો ઉતરી ગયો, અને તે તરત બોલી ઊઠયો, ' અચ્છા શિઆળ, તે દવા તરતજ લાવ, કારણ કે હવે મારાથી આ દુઃખ જરા

પણ ખમાતું નથી.' શિઆળ બોલ્યો, 'મહારાજ, તે દવા અહીં હાજર છે. વૈદરાજે કહેવરાવ્યું છે, કે વરૂના શરીર ઉપરથી ઉતારી લીધેલી ગરમાગરમ ખાલ જો આપના પેટ ઉપર મૂકવામાં આવશે, તો બીજી કોઈ પણ દવા કરવાની જરૂર પડશે નહિ; આ દવાથી એકજ પળમાં આપને આરામ થઈ જશે, એટલુંજ નહિ, પણ આપ કોઈ દિવસ ફરી માંદા પડશો નહિ.' આ સાંભળી સિંહે બધાં પશુ તરફ નજર ફેરવી, એટલે તેઓએ જોતજોતામાં પેલા ચાડી ખાનાર વરૂને ખાલને માટે ફાડી ખાધો !

## ૧૧. શિઆળ અને ખીસકોલી.

કોઈ એક તળાવમાં રહેનારો એક કાચબો કાંઠા ઉપરની સૂકી જમીન ઉપર આવીને બેઠો હતો. એક શિઆળે તેને ત્યાં જોયો, એટલે તે કાચબો બીકથી પોતાના કોટલામાં ભરાઈ બેઠો; પરન્તુ તે શિઆળ તેની પાસેથી ખસ્યો નહિ. આ બધું એક ખીસકોલી જોયા કરતી હતી. તેણે વિચાર્યું, કે જો આ શિઆળ અહીંથી ખસશે નહિ, તો બિચારા કાચબાનો જીવ જશે; માટે તેનો જીવ બચાવવા કંઈક યુક્તિ કરવી જોઈએ. આ પ્રમાણે વિચાર કરી તે બોલી, 'શિઆળભાઈ, આ કાચબાનું કોટલું ઘણું કઠણ છે, માટે

એને પાણીમાં પલાળશો તો તે બહુજ પોચું થઈ જશે, અને પછીથી તે ખાવાની તમને મજા પડશે.' શિઆળે જાણ્યું, કે આ ખીસકોલી મને ખરી સલાહ આપે છે, કારણ કે કોટલું પોચું પડશે, એટલે મને ચાવવામાં ઘણીજ ઓછી મહેનત પડશે. આમ વિચાર કરી તેણે તે કાચબાને ધીમે ધીમે હડસેલીને છાછરા પાણી આગળ લાવી મૂક્યો. કાચબાને તેટલુંજ જોઈતું હતું. તે ઊંડા પાણીમાં તરતંજ સરી ગયો, અને મોતમાંથી બચ્યો. આથી પેલો શિઆળ ઘણું ચીડાયો, અને પોતાને ખીસકોલીએ છેતર્યો, તેથી તે તેને મારી નાખવા તેની પાછળ દોડયો; પરંતુ ખીસકોલી તો ઝાડ ઉપર ચઢી ગઈ, એટલે તેનું કંઈ ફાવ્યું નહિ. આથી શિઆળ ઘણોજ ખીજવાઈ ગયો, અને ઝાડ ઉપર ચઢી ગએલી ખીસકોલીને કહેવા લાગ્યો, ' અલી, તું નીચે નહિ આવે તો ક્યાં જવાની છે ? હું તો અહીં આ બેઠો; અહીંજ સાત દિવસ સુધી રહીશ, અને મારૂં ભાણું પણ અહીંજ મંગાવીશ; નક્કી જાણજે જે હું માર્યા વિના અહીંથી ખસવાનો નથી.' ખીસકોલીએ જાણ્યું, કે આ તો ઉલટા મારા ભોગ મળ્યા ! ગમે તેમ કરી આ શિઆળને અહીંથી નસાડવો જોઈએ. આમ વિચાર કરી તે ઝાડની ઉંચામાં ઉંચી ડાળ ઉપર ગઈ અને સામેની દિશામાં જોઈ બોલી, 'શિઆળભાઈ, શિઆળભાઈ, સામે કેટલાક શિકારીઓ

ડાઘીઆ કુતરાને લઈને તમારે માટે ભાણું લાવતા હું જોઉં છું; ઓહો! તેઓ કેટલા બધા ઉતાવળા આવે છે!' શિઆળ સમજી ગયો, કે જો હવે અહીં વધારે વાર થોભીશ, તો તે શિકારી અને ડાઘીઆ કુતરા અહીં આવી પહોંચશે, અને મને મારી નાખશે. આ પ્રમાણે વિચાર કરી તે ત્યાંથી કંઈ પણ બોલ્યા ચાલ્યા વિના ચાલ્યો ગયો, એટલે પેલી ખીસકોલી ઝાડ નીચે ઉતરી આનંદથી રમવા લાગી.

---

## ૧૨. પંખીઓની લડાઈ.

---

એક વેળા ચકલી, સમડી, કાગડો અને પોપટ સાથે રમતાં હતાં. રમતાં રમતાં તેઓ લડી પડ્યાં. સમડી બોલી, 'અલી ચકલી, તું કેટલી બધી બીકણ છે! તારા જેવાં નરમ પક્ષી તે શા કામનાં?' ચકલીએ જવાબ વાળ્યો, 'સમડીબાઈ, તમે મારા કરતાં જબરાં છો, એટલે તમે મને તુચ્છકારી કાઢો છો, પણ હું તમને ન ઓળખતી હોઉં ત્યારે કેની? કહોને, તમારામાં ને ચોરમાં વળી શો ફેર છે? જેનું તેનું જે તે ઝડપી લઈ જવાનીજ તમારી દાનત છે! વળી અમે તમારા જેવાં ઘાતકી તો નથીને?'

હજી આ બોલાચાલી ચાલતી હતી, એટલામાં તો કાગડો અને પોપટ પણ ચડભડી ઊઠયા. કાગડો કહેવા

લાગ્યો, 'અલ્યા પોપટ, તને સારૂં બોલતાં ને ગાતાં આવડે છે, તેમાં આટલો બધો શાનો ફૂલાઈ ગયો છે? માણસો તો તને કેદમાં પૂરી રાખે છે! વળી તે તને ખાવાપીવાનું આપે, ત્યારેજ તારાથી ખવાય કે પીવાય! આવી ગુલામગીરી આપણાથી તો સહન ન થાય!' આ શબ્દો સાંભળી પોપટને ઘણો ગુસ્સો ચઢી આવ્યો, તેથી તે બોલ્યો, 'કાગડાભાઈ, રાખો, બહુ થયું; તમને હું સારી રીતે ઓળખું છું; તમે તાવડીના તળા જેવા રૂપાળા છો એટલે તમને કોણ પાળે? હું મીઠું મીઠું બોલું છું, તેથી લોકો મને ઘણા ઉમંગથી પાળે છે, ને વખતસર સારૂં સારૂં ખાવાપીવાનું આપે છે; કાગડાભાઈ, તમારો રાગ સાંભળીનેજ લોકોને કંટાળો ઉપજે છે, અને લોકોમાં તમારી આબરૂ કેટલી છે તે પણ ખુલ્લુંજ છે; કોઈને લુચ્ચું કે ખંધું કહેવું હોય તો તેઓ છચોક કહે છે, કે આ તો કાગડા જેવું છે! આવી રીતે લોકોમાં વગોવાવું તેના કરતાં તો મરવું સારૂં!'

કાગડો આ શબ્દો સાંભળી છકજ થઈ ગયો, અને એટલો બધો શરમાઈ ગયો, કે તે ત્યાંથી તરતજ ઉડી ગયો. તેને ઉડી જતો જોઈને પોપટ, સમડી, અને ચકલી પણ ત્યાંથી ઉડી ગયાં.



## ૧૩. ससलो अने काचबो.

સસલો—( બડાઈ મારતો મારતો કાચબાને ) કાચબાભાઈ, કાચબાભાઈ, તમે બહુજ ધીમા દેખાઓ છો ! હું જેટલું એક કલાકમાં દોડી શકું તેટલું તો તમારાથી એક મહીનામાં ચલાય પણ નહિ ! તમારા જેવા ઠંડાથી શું થઈ શકે ?

કાચબો—ભાઇ, આટલી બધી પતરાજી શા સારૂ કરો છો ? અહંકાર કોઈનો રહ્યો નથી. શેરને માથે સવાશેર હોય છેજ. તમારે દોડવાનો બહુ ફાંકો હોય, તો આવી જાઓ, આપણે શરત દોડીએ.

સસલો—(ગર્વથી) હા, હા, આવીજા, આવીજા; પણ કોણ જીત્યું ને કોણ હાર્યું તેનો ચુકાદો આપનાર કોણ ?

( લોંકડી દાખલ થાય છે ).

લોંકડી—(બંનેને) કેમ, શી વાતચીત ચાલી રહી છે? (શરત સંબંધી હકીકત સાંભળી લીધા પછી ) ઓહો ! એમાં તે શી મોટી વાત છે! શરતનો ચુકાદો હું ઘણી ખુશીથી આપીશ. ચાલો, બંને એક સીધી લીટીમાં ઉભા રહો. સામે ઝાડનું ઠુંઠું દેખાય છે, ત્યાં જે પહેલો પહોંચશે, તે જીત્યો કહેવાશે. તૈયાર; એક, બે, [ થોડી વાર થોભી ] ત્રણ.

સસલો—( ઝાડનું ઠુંઠું થોડું દૂર રહે છે, એટલે વિચાર

કરે છે ) હજુ કાચબો દેખાતો નથી; તે ઘણો પાછળ રહી ગયો છે. હું તો હુંઠાની નજીક આવી પહોંચ્યો છું. કાચબાને આટલે આવતાં બહુ વાર લાગશે; લાવને, જરા ઊંઘ કાઢી લઉં !

સસલો ઊંઘી જાય છે, અને કાચબો ધીમે ધીમે ક્યાંઈ પણ અટક્યા વિના હુંઠા આગળ પહેલો આવી પહોંચે છે.

લોંકડી- ( સસલાને ઊંઘમાંથી ઉઠાડીને ) સસલાભાઈ, સસલાભાઈ, ઊઠો, ઊઠો.

સસલો--ઊંહુ ! ઊંહુ ! હજુ બહુ વાર છે; આટલો વહેલો ઊઠીને હું શું કરૂં ?

કાચબો--(હુંઠા આગળથી મોટી બૂમ પાડીને) સસલાભાઈ, ઓ બડાઈખોર સસલાભાઈ, હું નિશાન આગળ ક્યારનોએ આવી પહોંચ્યો છું, તમારી ઊંઘ હજુ ઉડી નથી કે શું ?

કાચબાનો સાદ સાંભળીને સસલો ગભરાતો ગભરાતો એકદમ હુંઠા તરફ દોડવા લાગે છે. 'કાચબો જીત્યો' એ પ્રમાણે લોંકડીએ ચુકાદો આપ્યો. જતાં જતાં લોંકડી બોલી, 'સસલાભાઈ, જ્યાંસુધી માથે લીધેલું કામ પૂરૂં થાય નહિ, ત્યાંસુધી જરા પણ આળસ કરવાથી ઘણો ગેરલાભ થાય છે. આ કામ હમણાં કરી નાખીશ, હજુ બહુ વખત છે, એમ કહીને નકામો વખત કાઢવાથી મોટા દુઃખમાં આવી પડાય છે, સમજ્યા ?'

## ૧૪. जात्राए जई आवेली बिलाडी.

એક બિલાડી હતી. એક ગાગરમાંથી દૂધ પીવા માટે તેણે ઘણી મહેનતે તેમાં પોતાનું માથું ઘાલ્યું; પરંતુ તે ગાગરનું મોં સાંકડું હતું, એટલે તેમાંથી તે પોતાનું માથું પાછું કાઢી શકી નહિ. ઘણાં તરફડીઆં માર્યા પછી તે ગાગરને અથડાવી ફોડી નાખી, પણ તેનો કાંઠો તેની ડોકમાં ભરાઈ રહ્યો. તેણે વિચાર કર્યો, કે ઉંદર આ કાંઠો મારી ડોકમાં જોશે, તો તે મારી મશ્કરી કરશે, માટે મારે કંઈક યુક્તિ લડાવવી જોઈએ.

આમ વિચાર કરી તે એક ખેતરમાં ગઈ. તે ખેતરમાં કેટલાક ઉંદર એક દરમાં સાથે રહેતા હતા. દર આગળ જઈ તે બિલાડી કહેવા લાગી, 'ભાઈઓ, હવે હું તમને મારવાની નથી. **કેદારનાથની** જાત્રાએ જઈ આવી છું, ને પવિત્ર થઈ આવી છું. જો તમને મારા બોલવામાં વિશ્વાસ ન આવતો હોય, તો જુઓ, હું ત્યાંથી મારી ડોકમાં આ કંકણ પહેરી લાવી છું. તમારા ઘર આગળ બેસીને મેં તમારી ચોકી કરવાનો ઠરાવ કર્યો છે.' ભોળા ઉંદરોને તેના કહેવા ઉપર વિશ્વાસ આવ્યો, એટલે તેઓએ તેને પોતાના દર આગળ બેસવા દીધી, અને ખેતરના રખવાળ કુતરાને કહ્યું, કે આ બિલાડીબાઈને અહીં બેસવા દેજો, ને મહેરબાની કરી તેને કંઈ હરકત કરશો નહિ.

તે દરમાંના બધા ઉંદરો હારબંધ બહાર જતા અને પાછા હારબંધ દરમાં પેસતા. પેલી બિલાડી દરરોજ છેલ્લામાં છેલ્લા એક ઉંદરને પોતાના પગ તળે દબાવી રાખતી. દરમાં જ્યારે ઘણા ઉંદર ઓછા દેખાવા લાગ્યા, ત્યારે 'આમ શાથી થયું' એ પ્રમાણે બધા ઉંદરો વિચાર કરવા લાગ્યા. એક ઘરડા અને અનુભવી ઉંદરને બિલાડી ઉપર શક ગયો, તેથી એક વેળા તે હારમાં છેલ્લામાં છેલ્લો રહ્યો. દરરોજની પેઠે જેવી તે બિલાડી તેને પગ તળે દબાવવા ગઈ કે પહેલેથીજ સાવચેત રહેલો તે ઘરડો ઉંદર છટકી જઈ દરમાં પેસી ગયો. ત્યાં જઈ બધા ઉંદર પાસે તે બિલાડીનું પોગળ ખુલ્લું કરી દીધું. બિલાડી પણ ચેતી ગઈ, કે હવે મારી લુચ્ચાઈ પકડાઈ છે, તથી અહીં વધારે વખત રહેવું સહીસલામત નથી. હવે પેલો ઘરડો અને અનુભવી ઉંદર છાનોમાનો બહાર નીકળી તે ખેતરના રખવાળ કુતરા પાસે ગયો ને કહેવા લાગ્યો, 'રક્ષણ કરો! રક્ષણ કરો! મહારાજ, પેલી લુચ્ચી બિલાડીએ તો દગો દઈને અમારા દરના ઉંદરોનો ઘાણ કાઢી નાખ્યો છે, માટે હવે આપને જેમ ઠીક લાગે તેમ કરો.' ભોળા ઉંદરોને ભોળવી પોતાની હદમાં પેસીને તે લુચ્ચી બિલાડીએ આટલું નુકસાન કર્યું એમ તે કુતરે જાણ્યું, ત્યારે તે ઘણો ગુસ્સે થઈ ગયો, અને જેવી તે બિલાડી ખેતરમાંથી નાસી જવા જતી હતી, તેવોજ તે તેની પાછળ પડયો અને તેને પકડી ફાડી ખાધી!

## ૧૯. વનનો રાજા પસંદ કરવા મળેલી પશુપક્ષીઓની સભા.

---

વનનો રાજા સિંહ મરી ગયો, તેથી વનમાં રહેનારાં બધાં પશુપક્ષીઓ એકઠાં મળ્યાં, ને નવો રાજા કોને નીમવો તે બાબત વિચાર કરવા લાગ્યાં.

પ્રથમ બધાં પશુપક્ષીઓ તરફથી શિઆળે ગંભીર અવાજે કહ્યું, 'ભાઈઓ, આપણો ઘણોજ બળવાન રાજા સિંહ મરણ પામ્યો છે, તેથી નવો રાજા નીમવા અહીં આપણે બધાં મળ્યાં છીએ. સિંહના મરણ માટે આપણે બધાં ઘણાંજ દિલગીર છીએ; પરન્તુ રાજા સિવાય રહી શકાય નહિ, માટે કોઈને રાજા નીમવાની ખાસ જરૂર છે. અહીં બેઠેલાં સર્વે પશુપક્ષીઓમાંથી જે રાજા થવાને માટે ઉમેદવાર હોય તેમણે પોતપોતાની લાયકાત વારાફરતી જણાવવી.'

લોંકડી—મારા જેવું દાવપેચવાળું અને પહોંચેલું પ્રાણી એક પણ નથી. જો હું રાજા થઈશ, તો મારી હોશિઆરીથી બધાં પ્રાણીઓને તાબે કરીશ, માટે મને રાજાની પદવી આપશો એવી મારી અરજ છે.

હરણ—લોંકડી કરતાં હું દોડવામાં ચાલાક છું. વળી સ્વભાવે પણ ગરીબ છું, તેથી બધાં પશુઓ મને ચાહે છે. જો હું રાજા થઈશ, તો મારી ભલમનસાઈ અને ચંચળાઈ વડે બધાં પ્રાણીઓને હું વશ રાખીશ.

વાંદરો—હું ધારૂં છું, કે તમે ઘણાંખરાએ મનેજ રાજા નીમવાનો ઠરાવ કરી મૂકયો હશે; કારણ કે હું માણસને વધારેમાં વધારે મળતો આવું છું; વળી મોટા મોટા ઠેકડા મારી મોટા જોદ્ધા હનુમાનજી જેવાં કામો કરી શકું છું. આ સઘળું ધ્યાનમાં લઈ આપ બધાં મને રાજા નીમશો એવી મારી ઉમેદ છે.

ગધેડો—લોંકડી કે હરણ બેમાંથી એક પણ રાજા થવાને લાયક નથી. લોંકડી ઘણી લુચ્ચી અને હરણ ઘણું બીકણ છે. વાંદરા અટકચાળા હોય છે, ને રાજા અટકચાળા હોય નહિ, માટે તેને પણ રાજા નીમી શકાય નહિ. જો ખરૂં માનો તો જેમ રાજા રાજનો ભાર ઉપાડે છે, તેમ હું પણ ભાર ઉપાડું છું, ને વળી બધાં બી જાય એવું હું ભૂકું છું, માટે આપ બધાં મને રાજા નીમશો એવી હું આશા રાખું છું.

પોપટ—જુઓ, હું માણસના જેવું બોલું છું, એટલુંજ નહિ પણ ઘણું મીઠું બોલું છું, તેથી મારી મીઠી વાણીથી હું બધાને વશ કરીશ; તેથી આપ બધાં મને રાજા નીમો તો સારૂં, પછી આપની જેવી મરજી.

કીડી—રાજા થવા માટે માગણી કરનારાં ઉપલાં બધાં પશુપક્ષીઓ મૂર્ખ છે. અમે અમારી નાતમાં ભેગાં થઈ ઝીણી બુદ્ધિથી વિચાર કર્યો છે, અને બીજાં પશુપક્ષીઓને પણ વાતો કરતાં સાંભળ્યાં છે, કે સિંહનાં મરણ પછી હાથી સિવાય આપણો રાજા થવા બીજું કોઈ લાયક નથી. છેવટે, શિઆળે બધાં તરફથી નીચેનો ઠરાવ વાંચી સંભળાવ્યો.

## ઠરાવ.

“ રાજા ઘણો બળવાન, ડાહ્યો, અને ગંભીર હોવો જોઈએ. પ્રજાનું ભલું કરવું એ તેની મુખ્ય ફરજ છે. રાજા થવું એ કંઈ જેવું તેવું કામ નથી. આપણ: બધા· કરતાં મોટાઈમાં અને ડહાપણમાં હાથી ચઢે છે, માટે વનના રાજા તરીકે હાથીને નીમવામાં આવે છે.”

# ૧૬. બિલાડીની ડોકે ઘંટડી કોણ બાંધશે ?

---

ઉંદરનું બચ્ચું—( એક મોટા ઉંદરને ) આજે એટલી બધી ભૂખ લાગી છે, કે કહેવાની વાતજ નહિ; પણ આજ રાતે બહાર નીકળી શકાય એમ નથી, કારણ કે ઘરધણીએ એક નવી બિલાડી પાળી છે.

મોટો ઉંદર—ખરૂં; વળી તેના પગ નીચે મખમલ જેવી સુંવાળી ગાદીઓ છે, તેથી તે આપણા તરફ આવે તોપણ આપણને બીલકુલ ખબર પડે નહિ. ( પોતાના હૈયા ઉપર હાથ મૂકીને ) જુઓને, મારૂં હૈયું તો તેના વિચારથીજ અત્યારથી ધબક ધબક થાય છે !

એક ઘરડો ઉંદર—અરે ! તમે બધા બહુજ બીકણ લાગો છો. તમારી અકલનો તો જરા ઉપયોગ કરો. બાંધોને તેની ડોકે એક ઘંટડી, કે જ્યારે આપણા તરફ આવે, ત્યારે તે ઘંટડીનો રણકો આપણે બધા સાંભળી શકીએ, અને સુખેથી નાસી જઈએ !

બીજા ઉંદરો—( હર્ષથી તાળીઓ પાડીને અને ચીંચીંના મોટે અવાજે ) ખરૂં, ખરૂં, તેમજ, તેમજ; શાબાશ ! શાબાશ ! ફકત એક ઘંટડીનીજ જરૂર છે.

ઘરડો ઉંદર— ( ફૂલાઈ જઈને ) ભાઈઓ, તમે મારા કહેવાની ખૂબી સમજો છો તેથી મને ઘણોજ આનંદ થાય છે. હું હમણાંજ એક ઘંટડી લાવું છું. ( તે ઘરડો ઉંદર બધાથી છૂટો પડી જાય છે, અને થોડીવાર પછી એક ઘંટડી વગાડતો વગાડતો પાછો આવે છે).

ઘરડો ઉંદર—જુઓ, ભાઈઓ, આ ઘંટડીનો રણકો કેવો તીણો છે ! ઘરના ગમે તે ભાગમાં તેનો અવાજ સંભળાય છે.

બધા ઉંદરો—( તાળીઓ પાડીને ) હો ! હો ! હો ! ઘંટડી તો ઘણી મજાની છે. વાહ ! વળી તેનો રણકો કેવો સરસ સંભળાય છે ! જો આ ઘંટડી ગમે તે બિલાડીની ડોકે બાંધવામાં આવે તો તેનો મગદૂર નથી કે તે એક પણ ઉંદરને પકડી શકે !

ઘરડો ઉંદર—એમજ, એમજ; પણ હવે આ ઘંટડી બિલાડીની ડોકે બાંધવા માટે કોણ જાય છે ?

( બધા ઉંદરો આશ્ચર્ય પામી એક બીજા તરફ મૂઢની પેઠે જુએ છે ).

નાનો ઉંદર—( ધ્રૂજતો ધ્રૂજતો ) ભાઈ સાહેબ, મારા હાથ

એટલા બધા નાના છે, કે મારાથી તો આ કામ થઈ શકશે નહિ.

(બીજા ઉંદરો પણ જુદાં જુદાં બાનાં કાઢે છે).

ઘરડો ઉંદર—આ કામ કરવા કોઈ ખુશ હોય એમ જણાતું નથી, ત્યારે હવે હું મારી આંખો બંધ કરી ત્રણ ફેરા ફરૂં છું, અને ત્રીજે ફેરે મારા હાથમાં જે ઝલાઈ જશે તેને આ ઘંટડી બાંધવા જવું પડશે.

બધા ઉંદરો—હા, હા, ખરૂં, ખરૂં, એમજ કરો; એમજ કરો.

(ઘરડો ઉંદર આંખો બંધ કરી આંટા ફરવા લાગે છે, એટલે બધા ઉંદરો છાનામાના પોતપોતાના દરમાં ભરાઇ જાય છે).

ઘરડો ઉંદર—(આંખો ઉઘાડીને) શું! આ શું! અરે! બધાજ ઉંદરો બીકણ લાગે છે! કંઈ ફિકર નહિ, હું જાતેજ આ ઘંટડી બિલાડીની ડોકે બાંધવા જઈશ; પણ અરે! સામે પેલું કોણ આવે છે? બિલાડીને જોઈને તે પણ ઘંટડી પડતી મૂકી નાસી જાય છે!

બડાઈખોર ઘરડા ઉંદરને નાસતો જોઈને દરમાંથી ડોકીઆં કાઢી રહેલા બધા ઉંદરો ખડખડાટ હસી પડયા!!!

## ૧૭. હાથી અને બાળક.

એક હાથી એક ફળ વેચનારી બાઈની દુકાન આગળથી દરરોજ જતો હતો. તે હંમેશાં તે હાથીને એક એક ફળ ખાવા આપતી. તે બાઈને એક બાળક હતું. તે પણ તેની મા પાસે દુકાન ઉપર બેસતું. એક દિવસ એવું બન્યું, કે તે બાળક રસ્તા ઉપર રમતું હતું, એટલામાં પેલો હાથી ગાંડો થઈને રસ્તામાં જે કંઈ નજરે પડતું તેનો નાશ કરતો કરતો તે ફળ વેચનારીની દુકાન આગળ આવી પહોંચ્યો. લોકો હાથીની બીકથી નાસભાગ કરી રહ્યા હતા. રસ્તામાં રમતા પોતાના બાળકને ગભરાટ અને બીકને લીધે રસ્તા ઉપર પડતું મૂકી, તે ફળ વેચનારી પણ એકદમ પોતાની દુકાનમાં ભરાઈ બેઠી. હાથીએ તે બાળકને જોયું કે તરતજ તેણે તેને પોતાની સૂંઢમાં ધીમેથી ઉંચકી લીધું, અને તે ફળ વેચનારીના ઓટલા ઉપર સંભાળથી પાછું મૂકી દીધું! લોકો ધારતા હતા, કે ગાંડો હાથી તે બાળકને જોત જોતામાં કચરી નાખશે, પણ તે ડાહ્યા અને સમજુ હાથીએ તેમ કર્યું નહિ; તે પોતાના ઉપર કરેલા ઉપકાર કંઈ ભૂલી ગયો નહતો. ઉલટો તે તે દુકાન આગળ આવ્યો એટલે તદ્દન શાંત થઈ ગયો, અને કંઈ પણ તોફાન કર્યા વિના ત્યાંથી હાથીખાનામાં પાછો ફર્યો!

# ૧૮. ભોળો ભાભો અને ઉંટ.



એક ભાભો ખેતરમાંથી પક્ષી ઉડાડી મૂકવા માટે 'હો' 'હો' 'એહે' 'એહે' એવી બૂમો પાડતો, અને થાળી વગાડતો. એક દિવસે એક ઉંટ તે ખેતરમાં દાણા ખાવા પેઠો. તેને પણ બીવરાવી નસાડી મૂકવા માટે તે ભાભો જોરથી થાળી વગાડવા લાગ્યો. થાળીનો અવાજ સાંભળી તે ઉંટ બોલ્યો, ' ભોળા ભાભા, થાળી વગાડીને તમારા હાથ દુખી જશે, તોપણ તેના અવાજથી હું કંઈ બી જવાનો નથી! તમે એમ ધારતા હશો, કે આ અવાજથી હું ભડકીને નાસી જઈશ, પણ મારી પીઠ ઉપર તો નગારાં ગગડે છે, તોએ હું ડરતો નથી, તો પછી તમારી આ થાળીનો શો હિસાબ ?'



# ૧૯. आरब अने तेनो घोडो.

એક આરબ હતો. તેની પાસે એક ઘણો નિમકહલાલ ઘોડો હતો. તે આરબ તેની ઘણીજ સંભાળ રાખતો, અને તેને પોતાના છોકરા કરતાં પણ વધારે ચાહતો. ઘોડો પણ તે આરબ જેટલું કહેતો તેટલુંજ કરતો. એક દિવસ કેટલાક લૂટારા તે આરબના હાથપગ બાંધી તેને અને તેના ઘોડાને એક જંગલમાં લઈ ગયા. રાત પડી એટલે તે ઘોડાને એક ઝાડ સાથે બાંધી તે બધા સૂઈ ગયા. બધા લૂટારા ઘોરવા લાગ્યા, ત્યારે તે ઘોડાએ પોતાને બાંધેલું દોરડું તોડી નાખ્યું, અને પોતાના ધણી પાસે ગુપચુપ આવી તેને પોતાનું મોં ધીમેથી અડકાડી ઉઠાડયો. તે બિચારા આરબના હાથપગ બાંધેલા હતા, એટલે તેનાથી ઘોડા ઉપર બેસી શકાય એમ નહતું. પોતાના ધણીની આવી દશા જોઈ તે નિમકહલાલ અને સમજુ ઘોડાને ઘણું લાગી આવ્યું; તોપણ જરાએ ગભરાયા વિના તેણે પોતાના ધણીને દુઃખમાંથી છોડાવવા એક „યુક્તિ‚ શોધી કાઢી. તેણે પોતાના ધણીનો કમરપટો દાંતમાં લીધો અને આ રીતે પોતાના ધણીને ઉપાડી લઈને તેનો એક પણ વાળ વાંકો થવા દીધા વિના તેને પાછો ઘેર પહોંચાડી દીધો !

## ૨૦. ચકલી અને તેનો માળો.

કોઈ એક બાગમાં કેટલાંક છોકરાં રમતાં હતાં. મેંદીની વાડમાં એક ચકલીએ પોતાનો માળો બાંધ્યો હતો. એક છોકરાએ રમતમાં ને રમતમાં તે માળો વાડમાંથી કાઢી લઈ આઘે નાખી દીધો; જ્યારે ચકલી દાણા લઈને પાછી આવી, ત્યારે તેણે પોતાનું ઘર કોઈએ ફેંકી દીધેલું દીઠું. પોતાને નુકસાન કરનાર કોણ હશે, તે બાબતની તે તપાસ કરવા લાગી; એટલામાં તે વાડ આગળથી એક ગાય જતી હતી, તેને તે ચકલીએ પૂછ્યું, 'ગાય માતા, ગાય માતા, મારો માળો તમેં ફેંકી દીધો છે?'

ગાય—બાઈ, એમ તે કોઈ દિવસ પણ બને? મેં તો તેં માળો બાંધવા માટે, મારે ખાવાના ઘાસમાંથી સારેં સારાં તણખલાં કાઢી આપ્યાં છે, તો હું તે તારો માળો ફેંકી દઉં?

(ચકલીને લાગ્યું, કે ગાય જેવું ગરીબ અને બીજાનું ભલું કરનાર પ્રાણી આવું ખોટું કામ કરેજ નહિ.)

ચકલી–(એક ઘેટાને જોઈને) મારો માળો તમેં ફેંકી દીધો છે?

ઘેટું—ચકલીબાઈ, સાચું કહું છું, કે કોઈનું બાંધેલું ઘર તોડી નાખવું કે બાળી નાખવું તેના જેવું હ-

લકું બીજું કંઈ નથી. મેં તો તમને માળો બાંધવા માટે મારૂં ઊન આપ્યું છે, તો મારા શા ભોગ લાગ્યા હોય જે હું તમારૂં ઘર ફેંકી દઉં !

તે ચકલીને ખાતરી થઈ, કે ઘેટા જેવું ગરીબડું અને ઉપયોગી જનાવર કોઈને નુકસાન કરતું નથી; તે મારો માળો ફેંકી દે એ બનેજ નહિ. જે છોકરે રમતમાં ને રમતમાં તે માળો ફેંકી દીધો હતો, તે આ બધું સાંભળતો હતો. તે પોતાના મનમાં કહેવા લાગ્યો, કે મેં "આ શું કર્યું ? શું ! હું ગાય અને ઘેટા કરતાં પણ ખરાબ છું"? આમ બોલી તેણે તરતજ તે માળો વાડમાં પાછો મૂકી દીધો.

ચકલી—(તે છોકરાને માળો પાછો મૂકતો જોઈને) ભાઈ, તમે રમતમાં ને રમતમાં મારો માળો ફેંકી દીધો, પણ તે બાંધતાં મને કેટલી બધી મહેનત .ડી છે, તે તમે જાણુતા હોત તો મને ખાતરી ~~છે~~ કે તમે આવું કામ કરત નહિ.

છોકરો—ચકલીબાઈ, મેં વગર સમજ્યે રમતમાં તમારો માળો વાડમાંથી ઉપાડી ફેંકી દીધો, માટે હું તમારી માફી માગું છું.

ચકલી—ભાઈ, તમે હવે પછી એવી ભૂલ કરશો નહિ, અને બીજાને નુકસાન થાય એવી રીતે રમશો નહિ, એવી હું આશા રાખું છું.



## ૨૧. कुतरो अने गाडुं हांकनारो.

---

એક કુતરો હતો. એક દિવસ તે એક ગાડા તળે ચાલ્યો આવતો હતો. ગાડું ધીમું ચાલે તો પોતે ધીમો ચાલે; જો તે ઉતાવળું ચાલે કે અટકે તો તે પણ ઉતાવળો ચાલે કે અટકે. તે પોતાના મનમાં એમજ સમજતો હતો, કે આ ગાડાને હુંજ ખેંચી જાઉં છું. બિચારો કુતરો ગાડાના પૈડા નીચે આવી જશે, તો કચરાઈ જશે એમ ધારી તે ગાડું હાંકનારે તેને ગાડા તળેથી હાંકી મૂકયો.

કુતરો—ભાઈ, તું મને હાંકી મૂકે છે, પણ પછી તારૂં ગાડું કોણ ખેંચી જશે ?

ગાડું હાંકનારો–શું ! તું ગાડું ખેંચે છે કે ? મારૂં ગાડું તો મારા બળદ ખેંચી જાય છે; તેમાં તારે શું ? નીકળી જા બહાર. નહિતર કયાંક ચગદાઈ મરીશ. કામ બીજા કરે, છતાં બધું કામ હું પોતે કરૂં છું, અને મારા વિના તે કામ અટકી પડશે એમ માની લેવું એ પણ એક નવાઈજ તો !

## ૨૨. વાંદરો અને નાનું બાળક.

કોઈ એક શેઠે એક વાંદરો પાળ્યો હતો. તે શેઠને બેએક વરસનો એક છોકરો હતો. તે છોકરો વાંદરા સાથે ઘણો હળી મળી ગયો હતો, અને તે વાંદરો પણ તેને બહુ ચાહતો હતો. હવે એક દિવસ એવું બન્યું, કે તે શેઠના ઘરને ઉપલે માળે આગ લાગી. શેઠ અને શેઠાણી ગભરાટમાં ને ગભરાટમાં છોકરાને લીધા વિના નીચેં ઉતરી પડયાં. તેઓને થોડી વાર પછી યાદ આવ્યું, કે પોંતાનો છોકરો ઉપર રહી ગયો છે. ઉપર જવાનો દાદર અને માળની બારી પણ હવે તો સળગવા લાગ્યાં હતાં, એટલે ઉપર જઈ તે છોકરાને નીચે લાવવાની કોઈની હિંમત ચાલી નહિ. માળ ઉપર છોકરો આગના ભડકા જોઈ ચીસો પાડવા લાગ્યો, અને તેની મદદે જો કોઈ તરતજ આવી પહોંચ્યું ન હોત તો થોડીજ વારમાં તે બિચારો બળી ખાખ થઈ જાત! પેલા પાળેલા વાંદરાએ તે છોકરાની ચીસો સાંભળી, એટલે તે તરતજ બળતી બારી આગળની છાજલી ઉપર કૂદકો મારીને પડયો, અને ત્યાંથી એક જબરી ફલાંગ મારી બળતી બારીમાં થઈ ઓરડામાં પડયો. પોતાના નાના મિત્રને બાથમાં ભીડી, પાછી એક જબરી ફલાંગ મારી નીચે પડયો, અને પોતાનો જીવ જોખમમાં નાખીને પણ પોતાના દોસ્તનો જીવ બચાવી લીધો !

## ૨૩. हाथी अने दरजी.

---

એક હાથી હતો. તે દરરોજ એક દરજીની દુકાન પાસે થઈને નદીએ નાહવા જતો, ત્યારે તે દરજી તેને હંમેશાં કંઈક કંઈક ખાવાનું આપતો. તે હાથી પણ તે દરજી સાથે એટલો બધો હળી ગયો હતો, કે દુકાન આગળ આવી કંઈક ખાવાનું લેવા તે પોતાની સૂંઢ લંબાવવાનું ચૂકતોજ નહિ. એક દિવસ પેલા દરજીએ તેની મશ્કરી કરવા વિચાર કર્યો. જ્યારે તે હાથીએ દુકાનમાં એક વેળા સૂંઢ લંબાવી, ત્યારે તે દરજીએ તેને ખાવાનું આપવાને બદલે તેની સૂંઢમાં એકદમ સોય ભોંકી દીધી. તે હાથીએ પોતાની સૂંઢ એકદમ પાછી ખેંચી લીધી. તે દરજીને બદલે ત્યાં બીજો કોઈ હોત તો તે હાથીએ તેને ક્યારનોએ પૂરોજ કર્યો હોત; પરન્તુ ડાહ્યા હાથીએ પોતાના ઉપર ઉપકાર કરનાર દરજીને તે વેળા કંઈ પણ ઇજા કરી નહિ. તે ત્યાંથી ગુપચુપ નદી તરફ ચાલ્યો ગયો, અને પોતાની સૂંઢમાં કાદવ અને પાંણી ભર્યું, તે ટીખળી દરજીની દુકાન પાસે આવ્યો. તેણે મનમાં વિચાર્યું, કે આ દરજીભાઈને પણ કંઈક ચમત્કાર દેખાડવો તો જોઈએ, તેથી તેણે સૂંઢમાં ભરેલાં કાદવ અને પાણી તેની દુકાનમાં જોત જોતામાં ખાલી કર્યાં ! તે દરજી તો જીવ લઈને નાઠો, પરન્તુ તેની દુકાનમાંહેનાં બધાં

કપડાં કાદવ કાદવ થઈ ગયાં! તે દિવસ પછી તે દરજી કોઈની પણ મશ્કરી કરવાનું ભૂલી ગયો!

## ૨૪. ઘોડો અને ગધેડો.

ઘોડો—( રસ્તે જતા ગધેડાને ) અરે! ઓ ગધેડા, ચાલ, બાજુ ચાલ, દેખતો નથી કે હું વરઘોડા માટે શણગારીને જાઉં છું? મારા ઉપર કેવો કિંમતી સામાન નાખેલો છે તેનું તને કંઈ ભાન છે?

ગધેડો—( નરમાશથી ) ભાઈ, હું તો તમારાથી એક બાજુએજ ચાલું છું, છતાં હું તમને શી રીતે નડું છું તે મારાથી સમજાતું નથી.

ઘોડો—( તપી જઈને ) થયું, થયું, બહુ બોલતાં આવડયું છે તો. અમારા જેવા આગળ તારો શો હિસાબ! આ સોનારૂપાની ઘુઘરીનો અવાજ સાંભળી તારે તો પહેલેથીજ અમારાથી ઘણે વેગળે ખસી જવું જોઈએ. તારા જેવા ગધેડાને આ રસ્તે ચાલવા દઈએ છીએ એજ અમારી મહેરબાની સમજને! નહિ તો ક્યારનો મારી મારીને તારો ગર્વ ઉતાર્યો હોત!

ગધેડો—( ઘણીજ નરમાશથી ) ભાઈ, મારે તો ગર્વ કરવો પરવડે એમ નથી; તમારે પરવડતો હોય તો તમે

જાણો. હું આપની આડે આવ્યો નથી, છતાં આપને હરકત થઈ હોય તો હું આપની માફી માગું છું.

ઘોડો—(ગર્વથી) જોયો જોયો ડાહી ડાહી વાતો કરનાર અને માફી માગનાર. ચાલ, જલદી દૂર ખસ, દૂર! (ગધેડો ઘણે દૂર ખસી જાય છે). હવે વરઘોડામાં એવું બન્યું કે વાજાના અવાજથી એક ગાડીએ જોડેલા ઘોડા ભડકયા અને તેથી તે ગાડીના પૂલનો એક છેડો આ બડાઈખોર ઘોડાની આંખમાં લાગવાથી તેની આંખ ફૂટી ગઈ. શેઠે આ કાણા ઘોડાને એક કુંભારને ત્યાં વેચી નાખ્યો. એક દિવસ રસ્તે જતાં ફરી તે ઘોડાને તેજ ગધેડો મળ્યો.

ગધેડો—(માથે રેતી લાધેલા ઘોડાને ઓળખી) કેમ ભાઈ, કેમ છો? કંઈ ઓળખાણ પડે છે?

ઘોડો—(આંખમાં આંસુ લાવીને ઘણીજ નરમાશથી) અરે! ભાઈ, હવે મને ઘણો પસ્તાવો થાય છે. મેં તે દિવસ ગર્વ કરી તારો તિરસ્કાર કર્યો હતો, પણ મારો ગર્વ પરમેશ્વરે ઉતારી નાખ્યો, અને અત્યારે હું આવી દુઃખી હાલતમાં છું. ભાઈ, ગર્વ કોઈનો રહયો નથી અને રહેશે પણ નહિ. ભાઈ, મહેરબાની કરી મને માફ કર; ઈશ્વર તારૂં ભલું કરશે.

---

# ૨૯. હઠીલો લલ્લુ.

---

લલ્લુ કરીને એક છોકરો હતો. એક દિવસ લલ્લુ તથા તેની મોટી બેન ચંદન તેની મા સાથે મેળામાં ગયાં. મેળામાં જાત જાતનાં રમકડાં મળતાં હતાં. એક રમકડાં વેચનાર માટીની દ્રાક્ષ બનાવી વેચતો હતો. તે દ્રાક્ષ ઉપર તેણે સોનેરી વરખ ચોટાડયો હતો. આથી તે દ્રાક્ષ સોનાની બનાવી હોય એવું લાગતું હતું. લલ્લુએ તેની માને કહ્યું, 'મા, મા, મને આ સોનેરી દ્રાક્ષ અપાવો, હું તે ખાઈને મારૂં પેટ ભરીશ.' માએ કહ્યું, 'ભાઈ, એ સોનેરી દ્રાક્ષ ખરી દ્રાક્ષ નથી, પણ એ તો બનાવટી દ્રાક્ષ છે. તે ખવાય નહિ અને તેનાથી પેટ પણ ભરાય નહિ. જો, તારી મોટી બેન ચંદનને મેં એક આનાની સરસ બરફી અપાવી છે. તારે બરફી જોઈએ તો તે, નહિ તો બીજું ખાવાનું અપાવું.'

લલ્લુ—(હઠ કરીને) ના, મા, ના, મારે તો તે સોનેરી દ્રાક્ષ-જ ખાવી છે. મારે બીજું કંઈ જોઈતું નથી.

મા—આ તારા ભાગનો એક આનો છે. તારે તે આનાની સોનેરી દ્રાક્ષ લેવી હોય તો લે, તેમાં મને હરકત નથી; પણ લલ્લુ, પછીથી હું તને ખાવાનું લેવા એક પાઈ પણ આપીશ નહિ. લલ્લુ હઠે ભરાયો હતો,

એટલે તેણે તો પોતાના આનાની સોનેરી દ્રાક્ષો લીધી. હવે લલ્લુ, ચંદન બેન અને તેની મા પાછાં ઘેર વળ્યાં. ચંદન બેને પોતાનું બરફીનું પડીકું ખોલ્યું, અને તેમાંથી થોડી બરફી ખાતી જાય, અને વખાણ કરતી જાય, કે ‘ વાહ ! શી સરસ બરફી છે !’ લલ્લુએ પણ પેલી સોનેરી દ્રાક્ષમાંથી એક મોંમાં નાખી; પણ ઉપરનું સોનેરી પડ ઉખડી ગયું કે તરતજ તેનું મોં માટી માટી થઈ રહ્યું ! લલ્લુ તો ‘થુ, થુ’ કરવા લાગી ગયો અને ઘણોજ શરમાઈ ગયો. લલ્લુની આવી દશા જોઈ તેની મોટી બેન ચંદને તેને આ પ્રમાણે સમજાવ્યો.

ચંદન—ભાઈ લલ્લુ, તેં મેળામાં હઠ કરી, તેનું પરિણામ જોયું ? માબાપ આપણને જે કહે છે તે આપણા ભલા માટેજ કહે છે; માટે હઠ લઈ માબાપના કહ્યાથી ઉલટું કરીએ તો દુઃખી થઈએ. તને આજે આટલી શિક્ષા થઈ છે, તેથી તું હવે પછી ચેતજે, અને સુધરજે, નહિ તો તું મોટા દુઃખમાં આવી પડીશ.

## ૨૬. નવમાલિકા બેનનાં વખાણ.

વસંતબેન—(પોતાના બાપને) બાપાજી, બાપાજી, તમે નવમાલિકા બેનનાં હંમેશાં વખાણ કરો છો, અને કહો છો, કે તેના જેવી ડાહી છોકરી તમે જોઈ નથી, અને જ્યારે ને ત્યારે તેનોજ દાખલો આપો છો એ શું?

બાપાજી—વસંતબેન, હું ખરૂં કહું છું. જો તું નવમાલિકા બેનની હોશિઆરી અને તેના ડહાપણની એકએં વાત સાંભળીશ, તો તને ખાત્રી થશે, કે હું તેની વાત વધારીને કહેતો નથી. જો, સાંભળ, એક દિવસ નવમાલિકા બેનની બેનપણી નર્મદા ચૂલા આગળ તાપતી હતી. તાપતાં તાપતાં નર્મદાની ઓઢણી સળગી ઊઠી. નર્મદા તો ગભરાઈ ગઈ અને ઉભી થઈ ચીસો પાડવા લાગી. નવમાલિકા બેન જરા પણ ગભરાયા વિના એકદમ પાસેના ઓરડામાં દોડી ગઈ, અને એક જાડી ગોદડી લાવી, જોતજોતામાં નર્મદાની આસપાસ વીટાળી દીધી. આમ કરવાથી બળતી ઓઢણી હોલવાઈ ગઈ અને નર્મદાનો જીવ બચ્યો.

વસંતબેન—(એકદમ બોલી ઊઠી) બાપાજી, નહિતો બિચારી નર્મદા બળીને ખાખજ થઈ જાત તો! નવમાલિકા બેનને ખરેખર બહુજ સારૂં સૂઝી આવ્યું.

બાપાજી—વસંતબેન, તે ડાહી છોકરીએ ઘણી વેળાએ પોતાની ચાલાકી અને બુદ્ધિથી બીજાંને મદદ કરી છે, પણ મારે તેના ડહાપણ વિષે તને હજી એક વાત કહેવાની છે.

વસંતબેન—બાપાજી, મને કહો, કહો. મને તે વાત સાંભળવી બહુ ગમશે.

બાપાજી—વારૂ, વસંતબેન, તારા વર્ગમાં કોઈ **ડાહી** નામે છોકરી છે ?

વસંતબેન—હાજી, તે ઘણી ગરીબ અને સારા સ્વભાવની છે.

બાપાજી—આ ગરીબ છોકરીને નવમાલિકા બેને ઘણીવાર મદદ કરી છે. ડાહી ગરીબ છે એમ જ્યારે નવમાલિકા બેને જાણ્યું, ત્યારે તેણે પોતાની માને એક દિવસે કહ્યું, કે મા, મા, મારી બેનપણી ગરીબ છે; તેને તું ભણવાની ચોપડી ન અપાવે ? વળી તે બિચારીને પહેરવા પૂરાં કપડાંએ નથી, તો તું મારે માટે બે જોડ કપડાં સીવડાવે છે, તેમાંથી એક નવી જોડ ડાહી બેનને ન આપે ? મારે તો એક જૂની અને એક નવી જોડ છે એટલે ચાલશે. તેની દયાળુ માએ પણ તે મુજબ કરવાની હા પાડી, અને નવમાલિકા બેનનાં વખાણ કર્યાં. વસંતબેન, હવે તુંજ કેની કે હું જે કહેતો હતો તે ખરૂં કે ખોટું ?

વસંતબેન—બાપાજી, આપનું કહેવું એક વાર નહિ પણ સો વાર ખરૂં. બાપાજી, વર્ગમાં પણ નવમાલિકા બેન ઉંચો નંબર રાખે છે, અને વર્ગનાં "બા" (મહેતીજી) પણ સૌ કરતાં સરસ વાંચવા માટે તેને ઘણીવાર શાબાશી આપે છે.

---

## २७. आळसु छोकरो.

એક આળસુ છોકરો હતો. તેને નિશાળે જવું ગમતું નહતું. તેની સાથે કોઈ રમનાર નહિ હોવાથી તે એક દિવસ કોઈની રાહ જોતો રસ્તા ઉપર ઉભો હતો તેવામાં તેને એક ડાઘીઓ કુતરો મળ્યો.

છોકરો—(કુતરાને) કેમ ડાઘીઆ, તું મારી સાથે રમીશ?

ડાઘીઓ—નારે ભાઈ, મારે તો બહુ કામ છે. મારે મારા શેઠના ઘરની ચોકી કરવાની છે. જો હું તારી સાથે રમવા રહું, તો મારા શેઠના ઘરમાંથી ચોર સુખેથી ચોરી કરી જાય તો! (કુતરો એમ કહી ચાલ્યો જાય છે.)

છોકરો—(ચકલીને દેખીને) ચકલીબાઈ, ચકલીબાઈ, તમે મારી સાથે રમવા આવશો?

ચકલી—નહિ ભાઈ, હું તારી પેઠે કામ વિનાની નથી. મારે તો હજુ મારાં બચ્ચાં માટે દાણા લેવા જવું

છે, અને માળો બનાવવા માટે ઘાસનાં તણખલાં, રૂ, અને ઊન લાવવાનું છે.

( આટલું કહી, ચકલી પણ ઉડી જાય છે ).

છોકરો—( મધમાખીને જોઈને ) મધમાખી બાઈ, તમે અહીં તહીં ઉડયાં કરો છો, તેના કરતાં મારી સાથે રમવા ન આવો ?

મધમાખી—અરે ભાઈ! મને તો જરાએ નવરાશ નથી. મારે હજુ બાગમાં જવાનું છે, અને ત્યાં જઈ ફૂલ ઉપર બેસવાનું છે. પછી ફૂલનો રસ ચૂસી તે રસમાંથી મધ અને મીણ બનાવવાનાં છે. ભાઈ, માટે મને તારી સાથે રમવા રહેવું પરવડે એમ નથી.

( એકદમ ઉડી જાય છે ).

છોકરો—( ઘોડાને આવતો દેખી ) આ ઘોડાને કંઈ કામ હોય તેમ લાગતું નથી. લાવને તેને જરા પૂછી જોઉં. કેમ અલ્યા, તું મારી સાથે રમશે ?

ઘોડો—ભાઈ, મારે તો મારા શેઠને આજે બીજે ગામ લઈ જવાના છે. તે ગામ ઘણું દૂર છે, તેથી મારે જલદી જવું જોઈએ, મને તારી સાથે વાત કરવાની નવરાશ નથી તો વળી રમવાની નવરાશ કયાંથી કાઢું ?

( ઘોડો દોડી જાય છે ).

છોકરો—( ગધેડાને જોઈને ) ખરૂંજ કહું છું કે આ ગધેડાને કંઈજ કામ નહિ હોય. ( ગધેડાને રમવા બોલાવે છે ).

ગધેડો—છોકરા, તું મારા કરતાં પણ ખરાબ જણાય છે. લોકો મને મૂર્ખ કહે છે, પણ હું તારા જેવો આળસુ નથી તે જાણીને આજે મને આનંદ થાય છે. મને તારી પેઠે વખત નકામો કાઢવો પરવડે એમ નથી. જો, હું તો બબડયા વિના દરરોજ મારૂં કામ કર્યાંજ જાઉં છું; નદીએથી રેતી, અને માટી લાવું છું; કુંભારવાડેથી ઈંટો, નળીઆં, ઘડા, તાવડી, જાતજાતનાં માટીનાં રમકડાં, વગેરે અનેક ચીજો ખેંચી લાવું છું. મારે હજુ બહુ કામ છે.

( ભૂંકીને ચાલતો થાય છે ).

ગધેડાના આ શબ્દો સાંભળી તે છોકરો ઘણોજ શરમાઈ ગયો, અને વિચાર કરવા લાગ્યો, કે શું! હું પશુપક્ષી અને જીવજંતુ કરતાં પણ ખરાબ છું ? શું! હું એટલો બધો આળસુ છું કે તે બધાંથી હું ઉતરતો છું ? મેં આટલા બધા દિવસ નકામા ગુમાવ્યા તે શું ઠીક કર્યું ? આમ પસ્તાતો પસ્તાતો તે ઘેર ગયો, અને બીજે દિવસથીજ નિશાળે જવા લાગ્યો અને મહેનત કરી ભણવા લાગ્યો.

---

## ૨૮. યમરાજાનો દરબાર.

---

યમરાજા—મારો પ્રધાન મરી ગયો છે, તેથી તેની ખાલી જગા માટે ઢંઢેરો પીટાવી ખબર આપું તો ઠીક. આમ વિચાર કરી તે નીચે મુજબ ઢંઢેરો પીટાવે છે.

### ઢંઢેરો.

મહારાજા યમરાજના દરબારમાં પ્રધાનની જગા ખાલી પડી છે, માટે તે જગા માટેના ઉમેદવારોએ યમરાજાના દરબારમાં જાતે અરજીઓ લઈ હાજર રહેવું.

(સહી) ગરીબ તેમજ તવંગરને એકસરખી નજરે જોનાર

મહારાજા યમરાજ.

આ જગા માટે ઘણા જૂના તથા પ્રખ્યાત રોગો યમના દરબારમાં અરજીઓ લઈ જાતે હાજર થયા હતા. **તાવની અરજી** નીચે મુજબ હતી.

મહારાજાધિરાજ યમરાજાની હજુરમાંઃ—તાબેદાર સેવક તાવની અતિનમ્રતાપૂર્વક અરજ એ છે જે—આપના દરબારમાં પ્રધાનની જગા ખાલી પડેલી છે, તો તેને માટે સેવક ઉમેદવાર છે. મારું નામ તાવ અને મારા બાપનું

નામ અપચો છે. મારા ભાઈનું નામ ભિનાશ અને મારા કાકાનું નામ કોહી ગએલો ખોરાક છે.

મેં આજ સુધીમાં અસંખ્ય માણસોના જીવ લીધા છે, અને જો આપ મને પ્રધાન નીમશો, તો આપને પૂરેપૂરો સંતોષ આપવા મારાથી બનતી મહેનત કરીશ. એજ અરજ.

આપનો તાબેદાર સેવક **તાવ**.

બીજી અરજી **ક્ષયની** હતી. તેમાં નીચે મુજબ લખ્યું હતું.

સર્વ પ્રાણીઓનું ભક્ષણ કરનાર પ્રૌઢ પ્રતાપી મહારાજા યમરાજની હજુરમાં.

તાબેદાર સેવક ક્ષયની ઘણીજ નમ્રતાપૂર્વક અરજ એ છે કે—આપના દરબારમાં પ્રધાનની જગા ખાલી પડી છે, તો તે જગા ઉપર મને નીમવાની મુહેરબાની કરશો. મારૂં નામ ક્ષય અને મારા બાપનું નામ ઉધરસ તથા શરદી છે. મેં લાખો માણસોના જીવ લીધા છે, અને જેના ઉપર હું હુમલો કરૂં છું, તેને આશામાં ને આશામાં રીબાવી રીબાવીને મારૂં છું. જેના ઉપર હું સખત હુમલો કરૂં છું તેના ઉપર આ દુનીઆની વનસ્પતિ કે ખનીજમાંથી

બનાવેલી કોઈ પણ જાતની દેશી, વિલાયતી કે જુનાની દવાની અસર થવા દેતો નથી. મારી આ શકિત આપના જાણવામાં છે, તો મને આશા છે કે ખાલી જગા ઉપર મને નીમી સેવકને આભારી કરશોજી. એજ વિનતિ.

આપનો તાબેદાર સેવક **ક્ષય.**

ત્રીજી અરજી **મરકી** (પ્લેગ) ની હતી; તે નીચે પ્રમાણે હતી.

સદા મહેરબાન કાળ મહારાજાની સેવામાંઃ—નીચે સહી કરનાર સેવકની નમ્ર વિનતિ એ છે કે—આપના દરબારમાં ખાલી પડેલી પ્રધાનની જગા માટે તાબેદાર ઉમેદવાર છે, તો તે જગા મને આપવા કૃપા કરશો, તો સેવક આપનો આભારી થશે, અને આપને દુવા દેશે. આપની જાણ માટે હું નીચેની હકીકત માનપૂર્વક જણાવવાની રજા લઉં છું.

મારૂં નામ મરકી છે; ગીચ વસ્તી અને ગંદકી મારાં માબાપ છે, અને ઉંદર તેમજ ચાંચડ મારા વ્હાલા મિત્રો છે. મારા ચમત્કારથી લોકો મને કેવા નમસ્કાર કરે છે, તે આપ જાણો છો. હું મારી વધારે હકીકત કહી આપનો અમૂલ્ય વખત લઈ આપને કંટાળો ઉપજાવવા માગતી નથી.

મારી અરજ ધ્યાનમાં લઈ જો આપ મારી નિમણુક કરશો, તો આપનો મારા ઉપર મોટો ઉપકાર થશે. એજ અરજ.

આપની તાબેદાર સેવક **મરકી.**

છેલ્લી **અરજી કેફની** હતી. આ અરજીમાં નીચે પ્રમાણે લખ્યું હતું.

રાયરંકને એક સરખી નજરે જોનાર સર્વ પ્રાણીઓનો વ્હેલો કે મોડો સંહાર કરનાર, મહારાજા યમરાજાની હજુરમાં.

આપના દરબારમાં ખાલી પડેલી જગા માટે હું ઉમેદવાર છું. મારૂં નામ કેફ છે. આ જગા માટે બીજા ઘણા ઉમેદવારો હશે, પણ બીજા કોઈ પણ ઉમેદવાર કરતાં મારી લાયકી વધારે છે તે બાબત આપથી અજાણી નથી; કારણ કે હું દર વર્ષે દરેક દેશમાં મોટામાં મોટા શહેરથી માંડી નાનામાં નાના દરેક ગામડામાંથી પૈસાદાર તેમજ ગરીબ વર્ગમાંથી, નાતજાત, સ્થળ કે કાળનો તફાવત રાખ્યા વિના, આપના દરબારમાં સંખ્યાબંધ સ્ત્રીપુરુષોને રજુ કરૂં છું. આજ સુધી મેં ખરા દિલથી આપની નોકરી બજાવી છે, તો પ્રધાનની ઉંચી અને જોખમદારીભરેલી જગા ઉપર આપ આપના વફાદાર સેવકની નિમણુક કરશો એવી મને સંપૂર્ણ આશા છે. એજ અરજ.

આપનો આજ્ઞાંકિત સેવક **કેફ.**

(બધી અરજીઓ યમરાજા પાસે વંચાઈ રહ્યા પછી)

યમરાજા—બધી અરજીઓ ઉપરથી જણાય છે, કે બધા ઉમેદવારોમાંથી પ્રધાનની જગા માટે કેફ વધારે લાયક જણાય છે. ઉંચા વર્ગથી માંડી છેક હલકા વર્ગ સુધી કેફે સારો પગપેસારો કર્યો છે, અને આજ સુધીમાં ઘણું સંગીન કામ કર્યું છે. આ સઘળું વિચારી જોતાં કેફને પ્રધાન તરીકે નીમવાનો ઠરાવ કરવામાં આવે છે.

(દરબાર ભરી કેફને પ્રધાનનો શીરપાવ આપવામાં આવે છે).

---

## ૨૯. काचबो अन गरुड पक्षी.

---

એક કાચબો હતો. તેણે એક ગરુડ પક્ષીને મશ્કરીમાં ખોટું ખોટું, કહ્યું, કે જો તમે મને આકાશમાં સહેલ કરવા લઈ જશો, તો હું તમને કીમતી હીરાનો હાર આપીશ. ગરુડે કાચબાનું કહેવું ખરૂં માન્યું, અને કાચબાને આકાશમાં ઉંચે લઈ જઈ સહેલ કરાવી. આકાશમાંથી નીચે ઉતરતી વેળા ગરુડે કાચબાને કહ્યું, 'ભાઈ, ઘણો શ્રમ વેઠી

મેં તમને આજે આકાશમાં ચારે તરફ ખૂબ ફેરવી આનંદ કરાવ્યો છે, તો હવે મને તમે જે હીરાનો હાર આપવાનું ચન આપ્યું હતું તે આપો.' કાચબો તો ગભરાયો અને કાલાવાલા કરી કહેવા લાગ્યો, 'ભાઈ, એ તો મેં અમસ્તુંજ કહ્યું હતું; મેં કંઈ તમને વચન આપ્યું નહતું; એ તો મેં તમારી મશ્કરી કરી હતી.' આથી ગરુડને બહુજ ગુસ્સો ચઢયો, અને તેણે કાચબાને નીચે પડતો મૂકયો, એટલે તે જમીન સાથે અફળાઈ તરતજ મરણ પામ્યો!

## ૩૦. ब्राह्मण अने तेनी बे बिलाडी.

એક બ્રાહ્મણે બે બિલાડીઓ પાળી હતી, તેમાં એક મોટી અને એક નાની હતી. આ બિલાડીઓને આવવા જવા હરકત ન પડે માટે તે બ્રાહ્મણે બારણામાં બે બાકાં પાડેલાં હતાં; તેમાં એક મોટું અને બીજું નાનું હતું. એક વેળા તે બ્રાહ્મણને તેનો એક મિત્ર મળવા આવ્યો. એક બારણામાં નાનામોટાં બે બાકાં જોઈને તેને નવાઈ લાગી, એટલે

તેણે તે બ્રાહ્મણને પૂછ્યું, 'ભાઈ, આ બે બાકાં શા માટે રાખ્યાં છે?' બ્રાહ્મણે કહ્યું, 'મેં બે બિલાડી પાળી છે, તેમને આવવા જવા સારૂ આ બે બાકાં છે.' પેલા મિત્રે કહ્યું, 'તે તો ઠીક, પરન્તુ એક મોટું ને એક નાનું એમ રાખવાનું શું કારણ? એકથી ન ચાલે?' તે બ્રાહ્મણે જવાબ આપ્યો, 'એકથી કેમ ચાલે? એક બિલાડી મોટી છે અને બીજી નાની છે; નાની બિલાડી માટે નાનું અને મોટીને માટે મોટું એમ બે બાકાંની જરૂર છે!' પેલા મિત્રે કહ્યું, 'ભાઈ, મોટી બિલાડી નાના બાકામાંથી આવજા ન કરી શકે એ ખરૂં, પણ નાની બિલાડી મોટા બાકામાંથી આવજા ન કરી શકે?' તે બ્રાહ્મણ પોતાની ભૂલ તરતજ સમજી ગયો અને પોતાના મિત્રને કહેવા લાગ્યો, 'અરે! હાં! એ વાત તો બાકાં રાખતી વખતે મારા ધ્યાનમાંજ ન રહી!' પેલા મિત્રે કહ્યું, 'જુઓ, ભાઈ, કંઈ પણ કામ વિચાર કર્યા વિના થાય છે, તો લોકો આપણને મૂર્ખ ગણે છે, અને આપણી હાંસી કરે છે, માટે જે કંઈ કરવું તે બાબતનો પહેલેથીજ ઘણો વિચાર કર્યા પછીજ કરવું.'



## ૩૧. જંગલી ઘોડો, હરણ અને માણસ.

---

જંગલી ઘોડો—(મનમાં) આ હરણને પકડી પાડવા ઘણું ઘણું મથ્યો, પણ તે મારા હાથમાં આવતું નથી. શું તે મારા કરતાં દોડવામાં આગળ જાય ! તેને ગમે તેમ કરી પકડાવી મારી નખાવીશ, ત્યારેજ મારા મનને નિરાંત થશે.

( એક માણસને જોઈને )

ભાઈ, મારે તમારી મદદની જરૂર છે. આ હરણને પકડી મારી નાખશો, તો મોટી મહેરબાની થશે. તે મારા કરતાં દોડવામાં હોશિઆર છે એ મારાથી દેખી શકાતું નથી.

માણસ—(મનમાં) હરણ દોડવામાં વધારે ચપળ છે તે દેખીને આ જંગલી અને મૂર્ખ ઘોડો બળી મરે છે. તેની અદેખાઈનું ફળ તેને મળવું જોઈએ. (ઘોડો સાંભળે તેમ) તું મને તારી પીઠ ઉપર બેસવા દે અને તારા મોંમાં ચોકડું ઘાલવા દે તો પછી તને મદદ કરવાનો હું વિચાર કરૂં.

જંગલી ઘોડો—( પોતાને મદદ મળશેજ એવી આશામાં ) ભલે, તમને ફાવે તેમ કરો.

(તે માણુસ તે ઘોડા ઉપર સ્વાર થઈ, તેને પોતાના ઘર તરફ હાંકી જાય છે એટલે)

ઘોડો—ભાઈ, હરણ તો આ તરફ ગયું છે, અને તમે મને આ તરફ ક્યાં લઈ ચાલ્યા ?

માણુસ—નાદાન અદેખા ઘોડા, આવા ગરીબ હરણુને વગર વાંકે તે મરાતું હશે ? તું હવે હંમેશાંને માટે મારા કબજામાં આવી ગયો છે; હવેથી હું તને ગાડીમાં જોડીશ અને જો બરાબર નહિ ચાલે તો ચાબુક લગાવીશ. ગાડીનો અને અંદર બેઠેલાં માણુસોનો ભાર ખેંચવો પડશે તે તો જુદો. જે કોઈ બીજાનું સારૂં જોઈ બળી મરે છે તેના આવા હાલ થાય છે, સમજ્યો ?'

---

## ૩૨. બ્રાહ્મણ અને વાઘ.

---

કોઈ એક જંગલમાં એક જબરો વાઘ રહેતો હતો. તે પાસેના ગામોમાંથી ઘણાં ઢોરોને પકડી મારી નાખતો; તેથી ગામલોકોએ એકઠા મળી, તેને પકડીને પાંજરામાં પૂર્યો. પાંજરામાં તેને કોઈ કંઈ પણ ખાવાનું આપે નહિ,

એટલે તે ભૂખે મરવા લાગ્યો. પાંજરામાંથી નીકળવાને તે ઘણુંએ ફાંફાં મારે, પણ તે પાંજરાનું બારણું તેનાથી ઉઘડે એમ નહતું. એક દિવસ કોઈ બ્રાહ્મણ ત્યાં થઈને જતો હતો. તેને જોઈ તે વાઘે કહ્યું, ' ભલા માણસ, આ પાંજરૂં ઉઘાડીશ તો હું તારો ગુણ નહિ ભૂલું.' પેલા બ્રાહ્મણે કહ્યું, ' તું બહુ ભૂખ્યો અને ઘાતંકી છે, તો તું મને નક્કી ફાડી ખાઈ જાય, માટે હું તને બહાર કાઢીશ મહિ. ' વાઘે બ્રાહ્મણને વચન આપીને કહ્યું, કે હું તને કંઈ પણ ઇજા નહિ કરૂં. અન્તે તે બ્રાહ્મણના મનમાં દયા આવી, એટલે તેણે તે પાંજરાનું બારણું ઉઘાડ્યું. વાઘ બહાર નીકળી તે બ્રાહ્મણને કહેવા લાગ્યો, કે મને તો બહુજ ભૂખ લાગી છે, અને અહીં બીજું કોઈ નથી, માટે હું તો તનેજ ખાઈશ. બ્રાહ્મણે કહ્યું, કે તેં મને અભયવચન આપ્યું છે, અને વળી મેં તને દુઃખમાંથી છૂટો કીધો છે, તે બધું ભૂલી જઈ, શું તું મનેજ ખાવા તૈયાર થયો છે! તારે જો મને ખાવોજ હોય તો પ્રથમ કોઈની પાસે ન્યાય કરાવીએ. વાઘે કહ્યું, 'બહુ સારૂં', ચાલો; તેમ કરીએ.' પછી તેઓ એક આંબા પાસે ન્યાય કરાવવા ગયા. આંબે સઘળી હકીકત સાંભળી લઈ કહ્યું, 'હે બ્રાહ્મણ, આ વાઘ તને ખાય તેમાં મારાથી ના કહેવાય નહિ; કારણ કે આ દુની-

આમાં તો ઘણે ભાગે ગુણ ઉપર અવગુણજ થાય છે; હું કેટલો બધો કામનો છું, છતાં લોકો મને કાપીને બાળી મૂકે છે !' આવો ન્યાય સાંભળી પેલો વાઘ ઘણો ખુશ થયો, અને પોતાના ઉપર ઉપકાર કરનાર બ્રાહ્મણનેજ ખાવા તૈયાર થયો. બ્રાહ્મણે વાઘને કાલાવાલા કરી કહ્યું, 'ભાઈ, મારી વિનતિ સાંભળ, અને હજુ એક વધારે જણ પાસે ન્યાય કરાવ્યા પછી તું મને સુખેથી ખાજે.' વાઘે તેનું કહેવું કબૂલ રાખ્યું અને પછી તે બંને એક શિઆળ પાસે ગયા. બધી વાત સાંભળ્યા પછી શિઆળે વિચાર્યું, કે જ્યારે આ બ્રાહ્મણે આ વાઘનું ભલું કર્યું, ત્યારે તે તેનેજ ખાવા તૈયાર થયો છે, માટે આ બિચારા ભલા અને દયાળુ બ્રાહ્મણનો જીવ બચે તેવી કોઈ યુક્તિ શોધી કાઢું તો ઠીક. આમ વિચાર કરી તે શિઆળ બોલ્યો, 'મારાથી એમ તો ન્યાય નહિ અપાય. વાઘ ક્યાં હતો, તેને કેવી રીતે બહાર કાઢયો, એ સઘળું મારે નજરોનજર જોવું જોઈએ.' પછી તે બધા પેલા પાંજરા આગળ આવી પહોંચ્યા. વાઘે કહ્યું, 'શિઆળભાઈ, આ પાંજરામાં હું પૂરાએલો હતો.' શિઆળે કહ્યું, કે બારણું કેવી રીતે વાસ્યું હતું, અને પછી તેને કેવી રીતે ઉઘાડયું અને કોણે ઉઘાડયું એ સઘળું મારે જોવું જો-

ઈએ. વાઘ પાંજરામાં પેઠો, એટલે શિઆળે બ્રાહ્મણને કહ્યું, કે આ બારણું પહેલાં જેમ વાસ્યું હતું તેમ બરાબર વાસી બતાવો. બ્રાહ્મણે પાંજરાનું બારણું બરાબર વાસી દીધું, એટલે શિઆળે વાઘને કહ્યું, ‘ અલ્યા પાપી વાઘ, હવે તારે અહીંજ પૂરાઈ રહેવાનું છે. તારા જેવા નીચ અને ઉપકાર ઉપર અપકાર કરનારને અહીંજ પૂરી રાખવો ઘટે છે.’ પછી શિઆળે તે બ્રાહ્મણને કહ્યું, ‘ ભાઈ, હવે તમે તમારે રસ્તે જાઓ; તમારો ન્યાય મેં બરાબર ચૂકવી આપ્યો છે.’ પછી તે બ્રાહ્મણ તેનો ઉપકાર માની ચાલતો થયો.

---

## ३३. हाथी अने छ आंधळा.

---

એક શહેરમાં છ આંધળા રહેતા હતા. હાથી કેવો હશે તે જાણવાની તે બધાને એક વેળા ઇચ્છા થઈ, તેથી તે બધા સાથે મળી એક મહાવત પાસે ગયા, અને તેને નરમ સ્વભાવનો એક પાળેલો હાથી બતાવવા કહ્યું. મહાવત એક એક જણને દોરી ગરીબ સ્વભાવના પાળેલા એક હાથી પાસે લઈ ગયો. પહેલો આંધળો હાથીના પાસા ઉપર હાથ ફેરવી બોલ્યો, ‘ ઓહો! આ હાથી તો દીવાલ

જેવો લાગે છે. !' બીજા આંધળાના હાથમાં હાથીના અણી-વાળા દંતુશળ આવ્યા, એટલે તે બોલી ઊઠયો, 'અરે ! આ હાથી તો કંઈક ભાલા જેવો જણાય છે !' ત્રીજો આંધળો સૂંઢ ઉપર હાથ ફેરવી બોલ્યો, 'અરે ! આ તો મોટા સાપ જેવો લાગે છે !' ચોથો તેના પગની આસપાસ પોતાનો હાથ ફેરવી બોલી ઊઠયો, 'અરે ! આ ઝાડના થડ જેવોજ છે એમાં કંઈ શક નથી !' પાંચમો આંધળો તેના કાનને અડકીને તરતજ કહેવા લાગ્યો, 'અરે ! આ તો પંખા જેવો છે એ ખુલ્લું જણાઈ આવે છે !' છેવટે છઠ્ઠો આંધળો આ-વ્યો. તેના હાથમાં હાથીની પૂંછડી આવી, એટલે તે એકદમ બોલી ઊઠયો, 'અરે ! ખરેખર ! આ હાથી તો દોરડા જેવો-જ લાગે છે !' આ પ્રમાણે છએ આંધળાએ તે હાથી-ના જુદા જુદા ભાગ તપાસ્યા, એટલે દરેકે હાથીના આકાર વિષે જુદો જુદો વિચાર બાંધ્યો. એક કહે, કે આવો છે ને બીજો કહે, કે આવો છે. આમ બોલતાં બોલતાં તે બધા માંહોમાંહે લડી પડયા. છેવટે તેઓ એટલા બધા તપી ગયા; કે તેઓ મારામારી ઉપર આવી ગયા. આ બધું પેલો મહાવત જોઈ રહ્યો હતો, તે તેમને લડતા જોઈને વચમાં પડી કહેવા લાગ્યો, 'ભાઈઓ, તમે નકામા લડ-

શો નહિ, તમે બધા ખરા છો અને ખોટા પણ છો!' બધા એક સાથે બોલી ઊઠયા, 'એમ કેમ? એમ કેમ?' મહાવતે તેઓને સમજાવી કહ્યું, કે તમને દરેકને અનુભવ થયો તે પ્રમાણે તમે હાથીનું વર્ણન કર્યું. આખો હાથી કેવો છે, તેની કોઈએ બરાબર તપાસ કરી નથી. તમે બધાએ ચોતરફ ફરી તેને બરાબર તપાસ્યો હોત, તો તમારે લડી મરવાનો વખત આવત નહિ. આમ કહી, તેણે તે છએ જણાને ફરીથી તે હાથીની આસપાસ ફેરવી, હાથીનો ખરો આકાર કેવો હોય છે, તે બરાબર સમજાવ્યું. આથી શરમાઈ જઈને તે છએ આંધળા અંદર અંદર કહેવા લાગ્યા, કે કોઈ ચીજને પૂરી તપાસ્યા વિના તે સંબંધે વિચાર બાંધવો એ મૂર્ખાઈ છે; આપણે અહીં લડી પડયા, એ બહુ ખોટું કર્યું.' પછી તે બધા તે મહાવતનો ઉપકાર માની ત્યાંથી ચાલતા થયા.



## ૩૪. वरूओनुं टोळुं अने बे मुसाफर.

---

એક વેળા એક શેઠ અને તેનો નિમકહલાલ નોકર ઘોડાગાડીમાં બેસી મુસાફરી કરતા હતા; રસ્તામાં તેમની પાછળ વરૂઓનું એક ટોળું પડયું.

શેઠ—( નોકરને ) અલ્યા, આ વરૂઓનું ટોળું આપણી પાછળ પડયું છે; હજુ આપણું ગામ તો દૂર છે. આજે આપણું નક્કી આવી બન્યું લાગે છે!

નોકર—શેઠ સાહેબ, કંઈ ફિકર રાખશો નહિ. હું સપાટામાં હાંકું છું, એટલે તે ટોળું આપણને પહોંચી શકવાનું નથી.

ગામ થોડે દૂર રહે છે, એટલે તે ટોળું તેઓને પકડી પાડે છે. નોકર તરતજ ઘોડાને છોડી મૂકે છે. વરૂઓ ઘોડાને ફાડી ખાવામાં રોકાય છે, એટલામાં શેઠ અને નોકર બંને ગામ ભણી દોડવા લાગે છે. ટોળામાંથી કેટલાક વરૂ તે બંનેની પાછળ પડે છે.

શેઠ—અલ્યા, હવે આપણા ભોગ મળ્યા! આ ક્રૂર વરૂઓ આપણી પાછળ પડયા છે, અને હવે બચવાનો એકે ઉપાય નથી.

નોકર—શેઠ સાહેબ, મારામાં જીવ છે ત્યાંસુધી હું આ-

પને જરા પણ ઇજા થવા નહિ દઉં. સામે ગામનો ઝાંપો દેખાય છે. હું પાછળ રહી જઈશ, એટલે આ વરૂ મને ફાડી ખાવામાં રોકાશે, અને એટલામાં આપ સુખેથી ગામમાં પહોંચી જશો. ( શેઠ તેમ કરવા ચોકખી ના પાડે છે, પણ પેલો નોકર પોતાના શેઠની જિંદગી બચાવવા ખાતર જાણી જોઈને પાછળ પડી જાય છે. વરૂ તેને ફાડી ખાવામાં રોકાઈ જાય છે, એટલે શેઠ ગામમાં સહીસલામત પહોંચી જાય છે. (પછી તે શેઠે તે નિમકહલાલ નોકરનાં બાઈડીછોકરાંને ભરણપોષણ માટે કેટલાંક ખેતર અને એક સારી રકમ ઇનામમાં આપ્યાં).

---

## ૩૯. गरीब ब्राह्मण अने तेनी गाय.

---

કોઈ એક ગામમાં એક ગરીબ બ્રાહ્મણ રહેતો હતો. તેણે એક ગાય પાળી હતી. દુકાળ પડયો, તેથી ઘાસ એટલું બધું મોઘું થઈ ગયું કે થોડુંઘણું ઘાસ લાવવા જેટલા પૈસા તે બ્રાહ્મણ પાસે નહતા. ગમે તે થાય તોપણ તે ગાય નહિ વેચવાનો તેણે ઠરાવ કર્યો. ઘાસ મેળવવા

તેણે ઘણાં ઘણાં ફાંફાં માર્યાં, પણ દુકાળના વખતમાં તેને મફત ઘાસ કોણ આપે? છેવટે તેણે એક ખેડુતની ગંજીમાંથી રાતે થોડું ઘાસ ચોરી લાવવાનો વિચાર કર્યો. દુકાળમાં ઘાસ ચોરાઈ જવાનો ભો વધારે હતો, તેથી તે ગંજીનો ધણી જાતે ચોકી કરી તેની સંભાળ રાખતો. રાત પડી એટલે પેલો બ્રાહ્મણ છાનોમાનો ઘાસની ગંજી આગળ ગયો, અને ગંજીમાંથી થોડાઘણા પૂળા કાઢયા પણ ખરા; પરન્તુ તેના મનમાં એકદમ થઈ આવ્યું, કે અરે! આ હું શું કરૂં છું? ચોરી કરવાનું આવું હલકું કામ મારાથી થાય? ધિક્કાર છે મને કે મારી આવી નઠારી બુદ્ધિ થઈ! ચોરી કરવા કરતાં હું અને મારી ગાય બંને મરી જઈએ તે હજાર દરજ્જે વધારે સારૂં. આમ બોલી તેણે તે ઘાસ પાછું નાખી દીધું, અને તે ગંજી આગળથી છાનોમાનો પાછો ચાલ્યો ગયો. ગંજીનો માલિક ગંજી ઉપર સૂતો સૂતો છૂપાઈને આ બધું જોયાં કરતો હતો, અને સાંભળ્યાં કરતો હતોં. તેને તે બ્રાહ્મણ અને તેની ગાય ઉપર ઘણીજ દયા આવી, અને તે ગરીબ બ્રાહ્મણનો આવો ટેક જોઈ તે ઘણો ખુશ થયો. બીજે દહાડે સવારે તે ખેડુત એક મોટો ભારો બાંધી તે બ્રાહ્મણને ઘેર ગયો, ને કહેવા લાગ્યો, 'ભાઈ, અન્તે સત્યનોજ જય છે; લ્યો, હવે તમે કે તમારી ગાય કોઈ મરશો નહિ.' આ શબ્દો સાંભળી તે બ્રાહ્મણ

તો હિંગજ થઈ ગયો ને તે ખેડુતની દયાનાં અને સાચાને મદદ કરવાની ઉલટનાં વખાણુ કરી તેને ઘણુા ઘણુા આ-શીર્વાદ દેવા લાગી ગયો.

## ३६. कुतरो अने तेना बे दावादार.

એક માણસે એક કુતરો પાળ્યો હતો. તેણે તે કુત-તરાને ઘણી મહેનતે કેટલીક રમતો શીખવી હતી. એક રમત એવી હતી, કે જ્યારે તે કુતરાના કાનમાં કહેવામાં આવતું કે 'જા, કૂદીને લાવ,' ત્યારે તે દૂર પડેલી લાકડી ઉપરથી કૂદી જતો, અને તેજ લાકડી પાછી પોતાના મોંમાં પકડી પોતાના ધણી પાસે લાવતો.

હવે એક વેળા એવું બન્યું, કે એક માણસ આ કુતરાને ચોરી ગયો. જ્યારે કુતરાના ખરા ધણીને ચોરનો પત્તો મળ્યો, ત્યારે તેણે તેના ઉપર પોતાનો કુતરો ચોરી જવા માટે ફરિઆદ માંડી. ન્યાયાધીશે પૂછ્યું, ત્યારે એકે કહ્યું, કે એ કુતરો મારો છે, અને બીજાએ કહ્યું, કે એ મારો છે. તે કુતરાનો ખરો ધણી બોલ્યો, 'સાહેબ, આ કુતરો મારોજ છે; હું તેને કાનમાં અમુક શબ્દો કહીશ, એટલે તે મારૂં અમુક કામ કરી લાવશે. જો આ માણસ તેના કાનમાં કંઈ કહીને તેની પાસે કોઈ પણ જાતનું કામ

કરાવે, તો હું આ કુતરા ઉપરથી મારો હક ઉઠાવી લેવા તૈયાર છું.' ન્યાયાધીશે બંનેને તે કુતરાના કાનમાં કંઈ પણ કહીને તેની પાસે કોઈ પણ જાતનું કામ કરાવવા હુકમ ફરમાવ્યો. તે કુતરાના ખરા ધણીએ એક લાકડી દૂર મૂકી તે કુતરાના કાનમાં પોતાના શીખવેલા શબ્દો 'જા, કૂદીને લાવ' કહ્યા, એટલે તે કુતરો તરતજ દોડયો, અને દૂર પડેલી લાકડી ઉપરથી ઠેકી જઈને તેને મોંમાં ઘાલી પોતાના ખરા શેઠને આપી. ત્યારપછી પેલા ગળેપડુનો વારો આવ્યો. તેણે એક લાકડી દૂર મૂકી, તે કુતરાના કાનમાં ખોટો ખોટો ગણગણાટ કર્યો, પણ તે કુતરો તે ગણગણાટથી કંઈજ સમજ્યો નહિ, અને મૂઢની પેઠે ત્યાંનો ત્યાંજ ઉભો રહ્યો. તે ચોર ગભરાયો, એટલે તે તે કુતરાને ખૂબ ધમકાવવા અને મારવા લાગ્યો; આટલું કર્યા છતાં તે કુતરાએ કોઈ પણ જાતની રમત કરી બતાવી નહિ, એટલે તે ગળેપડુ માણસનું મોં એકદમ કાળું પડી ગયું, અને તે ઘણુંજ ધ્રૂજવા લાગ્યો. આ સઘળું જોઈને ન્યાયાધીશે તે કુતરાને તેના ખરા ધણીને સોંપ્યો, અને પેલા ગળેપડુ ચોરને ફટકા મારી કેદમાં નાખવાનો હુકમ ફરમાવ્યો.



## ૩૭. पाकां पांदडां अने नवी कुंपळो.

---

એક પીપળ ઉપરથી પાકાં પાકાં પાદડાં નીચે ખરી પડતાં હતાં. તેને નીચે ખરી પડતાં જોઈને, નવી કુંપળો હસી હસીને કહેવા લાગી, 'જુઓ, જુઓ, પેલાં ઘરડાં ડોકરાં કેવાં ટપોટપ નીચે ખરી પડે છે!' પોતાની મશ્કરી થતી સાંભળીને પેલાં ઘરડાં પાંદડાંને ઘણું માઠું તો લાગ્યું, પણ તેઓ અનુભવી અને સ્વભાવે ઠરેલાં હતાં; એટલે તેઓ ધીમેથી અને નરમાશથી બોલ્યાં, 'અલી છોકરીઓ, અત્યારે તમે જુવાન છો, માટે તમે અમારી હાંસી કરો છો, અને અમારાં જેવાં ઘરડાંની ઠઠ્ઠામશ્કરી કરી આનંદ મેળવો છો; પણ બેનો, અમારી પેઠે તમારે પણ નીચે ખરી પડવાનો વખત આવશે, ને તે વેળાની જુવાન કુંપળો તમારી પણ હાંસી કરશે. અમ સરખાનાં વચન જરા સંભારી રાખજો.' આમ કહી તેઓએ નીચે પ્રમાણે કહ્યું:—

"પીપળપાન ખરંતાં હસતી કુંપળિયાં;
અમ વીતી તમ વીતશે ધીરી બાપુડિયાં."

## ૩૮. વડ અને ભીંડાનો છોડ.

---

ભીંડાનો છોડ—( વડને ) અલ્યા વડ, હું તારા નીચે ઉગ્યો છું, પણ મારે વધવાને જગા જોઈશે, માટે તું અહીંથી એકદમ ચાલ્યો જા.

વડ—(મનમાં) આ છોડ કેટલો બધો ઉછાંછળો ને મગરૂર છે! (તે છોડ સાંભળે તેમ) ભીંડાભાઈ, આપને જેટલું વધવું હોય, તેટલું સુખેથી વધજો, પરન્તુ મહેરબાની કરી મને અહીં એકાદ મહીનો રહેવા દેશો તો આપનો મોટો ઉપકાર થશે.

ભીંડાનો છોડ–સારૂં; જેમ તેમ કરી એક મહીનો અહીં પડયો રહેવા દઈશ, પણ તેથી વધારે વખત રહેવા દેવાનું મને બિલકુલ પરવડશે નહિ !

(એક મહીના પછી ભીંડાનો છોડ કરમાઈ મરી જાય છે).

વડ—( ભીંડાના છોડને મરતો જોઈ) કેમ ભાઈ, એક મહીનો થઈ ગયો છે; હવે તમારે વધવું હોય તો હું ચાલ્યો જાઉં !

ભીંડાનો છોડ—( મરતાં મરતાં ) ભાઈ, મેં જુવાનીના દહાડામાં આપનું અપમાન કર્યું, તેને માટે આપની માફી

માગું છું. આપ ઘરડા અને માન આપવા યોગ્ય છો, પણ મેં અનુભવ વિના આપને મૂર્ખાઈથી ખોટું લાગે તેવું કહ્યું, તેથી હવે હું ઘણો પસ્તાઉં છું. ભાઈ, હવે તો હું મરવા પડયો છું. મારા જેવા નાદાનનું બોલ્યું-ચાલ્યું માફ કરજો.

---

## ૩૯. बावळ अने आंबो.

એક ખેતરમાં બાવળ અને આંબો સાથે રહેતા હતા. એક નજીવી બાબતમાં તે બંને લડી પડયા. પ્રથમ આંબો ગર્વ કરી બોલ્યો, 'જુઓને, આ બાવળને આખે શરીરે કાંટા કાંટાજ દેખાય છે. જો કોઈ તેને અડકે તો તેને તે નક્કી ભોંકાય. લોકોને દુઃખ દેવામાં આ બાવળને શો લાભ થતો હશે? જુઓ, મારે શરીરે એક પણ કાંટો છે? હું તો ઉલટો લોકોનું સારૂં કરૂં છું; તેઓને અથાણા માટે કાચી કેરી અને ખાવા માટે પાકી કેરી આપું છું.' પોતાની નિંદા થતી સાંભળીને બાવળથી ન રહેવાયું એટલે તે તડુકીને બોલ્યો, 'આંબાભાઈ, બીજાની ખોડો કાઢવી એમાં તે શું? ખોડ કાઢતાં તો બધાને આવડે. મને ઘણીજ નવાઈ લાગે છે, કે તમેં મને દરેક રીતે નઠારોજ ગણો છો. સાંભળો, હું તો લોકોને તમારા

કરતાંએ વધારે કામનો છું. મારૂં લાકડું તમારા લાકડા કરતાં પોચુંબોચું ન સમજતા; તે તો પત્થરના જેવું કઠણ છે, અને તેથીજ લોકો તમારા કરતાં મારૂં લાકડું બાળવામાં વધારે પસંદ કરે છે; વળી મારી છાલમાંથી રંગ નીકળે છે, અને તે ચામડાં રંગવામાં વપરાય છે. વારૂ, તમેજ કહોને કે લોકો દાતણ કર્યા વિના તમારાં ફળ ખાતા હશે? ત્યારે સમજોને કે, દાતણ પણ હુંજ પૂરાં પાડું છું. ગરીબ બિચારાં બકરાં અને ઘેટાં મારાં પરડાં ખાઈને જીવે છે. હું તો બીજા ઘણાએ ખપમાં આવું છું, પણ તમારા જેવાને એ બધું કહેવાની શી જરૂર?'

આ શબ્દો સાંભળી પેલો આંબો ઘણોજ શરમાઈ ગયો અને એકદમ ચૂપજ થઈ ગયો.

---

## ४०. कठिआरो अने कूहाडीनो हाथो.

### स्थळ—जंगल.

---

કઠિઆરો—(ઝાડોને) મારી કૂહાડીનો હાથો ભાંગી ગયો છે, અને મારે એકજ હાથાની જરૂર છે, તો મહેરબાની કરી મને એક હાથો આપશો? તેના વિના હું ભૂખે મરૂં છું.

વડ—(બીજાં ઝાડને) આ બિચારાને એકજ હાથાની જરૂર છે, તો આપણે તેને તે આપીએ તો શું ખોટું ?

આંબલી—(વડને) તમે ખરૂં કહો છો. તે બિચારો તેના વિના ભૂખે મરે છે, એટલે તેને એક હાથો આપીશું તો ઘણું પુણ્ય થશે; વળી એકાદ હાથાનો આપણને બધાને શો હિસાબ છે ?

આંબો—(વડ તથા આંબલીને) તમારા બંનેના વિચાર સારા છે, પણ તેને એવો મજબૂત હાથો આપવો જોઈએ કે તેને વારંવાર આપણી પાસે ભીખવા આવવું પડે નહિ.

ત્રણે ઝાડો માંહેમાંહે ઠરાવ કરી તે કઠિઆરાને કહેવા લાગ્યાં, 'ભાઈ, આ પડખેનો નાનો બાવળીઓ છે તેને કાપી તેમાંથી તમારે જોઈએ તેવો હાથો કરી લ્યો.

નાનો બાવળીઓ—(આ શબ્દો સાંભળીને) તમે મોટાં છો એટલે મારો નાશ કરાવો છો, પણ તે ઠીક કરતાં નથી. તમારે બધાંને ઘણી ડાળીઓ છે, તેથી તમારામાંથી કોઈ એકાદ હાથો આપશો, તો તમને કોઈને કંઈ ભારે પડવાનું નથી.

બધાં ઝાડો—(ઘણા ગુસ્સાથી અને તિરસ્કારથી નાના બાવળીઆને) બેસ ! બેસ ! જાણ્યું તારૂં ડહાપણ ! આજકાલનું છોકરૂં વળી મોટેરાંને શિખામણ દેવા આવ્યુ

છે ! સમજે નહિ ને વળી ડાહી ડાહી વાતો કરવા આવ્યું છે ! આ દુનીઆમાં અમે તારા કરતાં બે વરસ વધારે કાઢયાં છે, તો અમે કંઈક વધારે સમજતાં હઈશું ! સમજયું કે નહિ ?

(કઠિઆરાને) ભાઈ, આ નાદાન બચ્ચું છે, તમે તમારે અમે કહીએ છીએ તેમ કરો.

કઠિઆરો તે બાવળને કાપી તેમાંથી એક હાથો બનાવે છે. પછી મોટાં ઝાડોને પણ એકે એકે કાપી નાખવા લાગે છે. છેવટે એક મોટું ઝાડ મરતાં મરતાં બોલ્યું, ‘ પોતાના સ્વાર્થ ખાતર જે બીજાનો નાશ કરાવે છે, તેનો પોતાનોજ નાશ થાય છે.’

---

## ४१. फूलनी राणी.

એક વેળા એક બાગમાં બધાં ફૂલોએ મળીને વિચાર કર્યો, કે આપણે આપણામાંથી કોઈને રાણી નીમીએ તો ઠીક. આથી બધાં ફૂલો મધુમાલતીના માંડવા હેઠે એકઠાં થયાં અને રાણી થવાને માટે જે વધારેમાં વધારે લાયક હોય તેને મત આપી ચુંટી કાઢવાનું ઠરાવ્યું.

બધાં ફૂલો—(મોગરાને) ભાઈ, અમે મત આપીશું, તે તમે ગણુશો તો મોટો ઉપકાર થશે.

મોગરો—હું તે કામ ઘણી ખુશીથી કરીશ, અને જેને માટે ઘણાં મત થશે, તેને રાણી તરીકે જાહેર કરીશ.

બારમાસી—મારૂં મત એવું છે, કે આ મધુમાલતીનેજ રાણી નીમવી, કારણ કે જુઓને, તેના માંડવામાં આપણુને બધાંને કેટલી બધી શાંતિ વળે છે! માલતીબાઇ ન હોય તો ઉનાળાના સખત તાપમાં આપણે બધાં બળી મરીએજ તો!

ચંપેલી—અમારે મધુમાલતીબાઈના છાયાની કંઈ પણ જરૂર નથી. અમે તો ઉનાળામાંજ અને ખુલ્લા તાપમાં રહીને લોકોને અમારી સુગંધથીજ ખુશ ખુશ કરી નાખીએ છીએ. મારૂં મત તો સુરજમુખીબાઈને રાણી નીમવાનું છે. જુઓ, તેનાં રંગરૂપ સુરજના જેવાં છે, અને તેથી બધાં ફૂલ તેને રાણી તરીકે માન પણ આપશે.

જુઈ—બાઈ, તેમાં તે શું થયું? સુરજમુખીબાઈમાં રૂપરંગ છે, પણ સુગંધનું ઠેકાણું ક્યાં છે? ચંપેલીબાઈ, ખરૂં માનજો કે રૂપને મોહવાનું નથી; ગુણુને મોહવાનું છે. મારૂં મત તો ગુલાબને રાણી નીમવા તરફ છે.

પારિજાતક—ખરૂં કહો છો, જુઈબાઈ, મારૂં મત પણ તમારા મતને મળતુંજ છે. ગુલાબ બધાં ફૂલની રાણી થવા લાયક છે. જુઓ, તે રૂપ, રંગ અને સુગન્ધમાં આપણા બધા કરતાં ચઢી જાય એમ છે.

જાસુદી, ગુલદાવદી, જાઈ, અને બોરસલી—બાઈઓ, જ્યાં કમળ ન હોય તેવા કોઈ બાગમાં ગુલાબને રાણી નીમીએ તો કંઈ ખોટું નથી, પણ જ્યાં કમળ છે, ત્યાં ગુલાબને રાણી નીમીએ તો મોટો અન્યાય થયોજ કહેવાય તો ! અમે બધાં આ બાગમાં કમળને રાણી નીમવાની તરફેણમાં છીએ, કારણ કે કમળના જેવું દેખાવડું, કોમળ, મીઠી સુગન્ધવાળું, કાન્તિવાળું અને જોતાંજ માન આપવાનું મન થાય એવું, એક પણ ફૂલ આપણા બાગમાં નથીજ.

મોગરો—( ઘણાં મત કમળની તરફેણમાં આવ્યાથી ) કમળને રાણી નીમવાની ઘણાંની ઇચ્છા છે, તો ચાલો, આપણે સર્વે હવે તેનેજ રાણી નીમીએ, અને આપણા દેશમાં સુંદરમાં સુંદર અને સરસમાં સરસ ફૂલ તરીકે આજથી તેનેજ સ્વીકારીએ. ( આટલું કહી મોગરો સઘળાં ફૂલોનો હાર કરી કમળને પહેરાવે છે).

---

## ૪૨. सारुंनरसुं माणस केम पारखवूं ?

એક વેળા એક રાજાએ પોતાના પ્રધાનને પૂછ્યું, 'પ્રધાનજી, સારૂંનરસું માણસ કેમ પારખી કાઢવું ?' પ્રધાને કહ્યું, 'મહારાજ, આજ સાંજે આપ વેશ બદલી મારી સાથે બજારમાં પધારશો, એટલે સારૂં કોણ ને નરસું કોણ એ આપને તરતજ જણાઈ આવશે.' સાંજ પડી એટલે તે બંને છૂપે વેશે બજારના એક ભાગમાં જઈ ઉભા: બજારમાંથી એક આંધળો ડોસો લાકડી આગળ ધરંતો ધરતો ધીમે ધીમે ચાલ્યો આવતો હતો. તેની સામે એક ફુકકડખાં નામનો મુસલમાન આવતો હતો. પોતાની સામે બિચારા તે આંધળા ડોસાને આવતો જોઈ તે તડકી ઉઠયો, 'અરે ! અંધા, બાજુ ચલ; અંધા હો કે કાયકુ બજારમેં ચલતા હે? ઓર લકડી ઠક ઠક કર કે કાયકુ હમારા કાન ફોડતા હે ? તે મીઆનું બોલવું સાંભળી રાજાને ખૂબ હસવું આવ્યું, પણ તે વખતે તેણે હસવું દબાવી રાખ્યું. હવે રાજા તથા પ્રધાન આગળ ચાલ્યા. પેલો આંધળો પણ ધીમે ધીમે આગળ ચાલ્યો આવતો હતો. તે આંધળાને સામેં એક રજપૂત મળ્યો. તે રજપૂત બોલ્યો, 'સુરદાસજી, રામ રામ છે. આપ ક્યાં ચાલ્યા ? પાછળ રાજકુમારની ગાડી આવે છે, તો જરા આ તરફ આવો. આટલું કહી તે રજપૂતે

તેનો હાથ પકડી પડખે ખસેડયો. આ સઘળું જોઈ તે રાજાએ પ્રધાનને કાનમાં કહ્યું, 'પ્રધાનજી, સારૂંનરસું માણસ કેમ પારખવું એ મેં જાણ્યું. ઈશ્વરે જીભ તો બધાંને આપી છે, પણ સારા માણસ સારા શબ્દો બોલી તેનો સારો ઉપયોગ કરે છે, અને નઠારા માણસો નઠારા શબ્દો બોલી તેનો ખોટો ઉપયોગ કરે છે.'

## ૪૩. सरदार अने खेडुतनी छोकरी.

એક મોટો સરદાર હતો. દરરોજ સાંજે તેને ગામ બહાર ફરવા જવાની ટેવ હતી. એક વેળા રસ્તામાં એક ખેડુતની છોકરીને તેણે રડતી દીઠી. તેણે તે છોકરીને પૂછ્યું, 'છોકરી, તું કેમ રડે છે?' તે છોકરીએ ધ્રૂજતાં ધ્રૂજતાં અને ડસકાં ખાતાં ખાતાં જવાબ આપ્યો, 'મારા બાપના ખેતરમાંથી માટીનાં વાસણ લઈ ઘેર જતી હતી, તેટલામાં મને ઠેંસ વાગી, એટલે હું પડી ગઈ, અને મારાં બધાં વાસણ ફૂટી ગયાં; હવે મારૂં શું થશે? ઘેર મારી મા મને વઢશે ને મારશે.' આટલું બોલીને તે બહુજ રડવા લાગી. પેલા સરદારે કહ્યું, 'છોકરી, તું રડીશ નહિ, તું આવતી કાલે સાંજે આજ વેળા અહીં પાછી આવજે, એટલે હું તને નવાં વાસણ લાવવા માટે પૈસા આપીશ.' આટલું

બોલી તે સરદાર ત્યાંથી ચાલતો થયો, અને તે છોકરી પણ ઘેર ગઈ. બીજે દિવસે એવું બન્યું, કે તે સરદારને પોતાના રાજાના દરબારમાં તેજ સાંજે જમવાનું નોતરૂં આવ્યું. તેણે વિચાર કર્યો, કે જો રાજદરબારમાં આજ સાંજે જમવા નહિ જઈશ, તો રાજાજીને માઠું લાગશે, અને જો જઈશ તો પેલી છોકરી મારી રાહ જોઈ રહેશે, અને હું જૂઠો છું એવું ધારશે. છેવટે તેણે નિશ્ચય કર્યો, કે ગમે તે થાય તોપણ મારે આજ સાંજે પેલી છોકરીને પૈસા આપવા માટેજ જવું, અને મારૂં બોલેલું પાળવું. તેણે રાજાજીને ઘણીજ નમ્રતા સાથે લખી જણાવ્યું, કે એક ઘણા જરૂરના કામને લીધે હું આજ સાંજે દરબારમાં હાજર રહી શકીશ નહિ, માટે આપ મને માફી આપશો એવી મારી અરજ છે. સાંજે નીમેલે વખતે તે પેલી છોકરીને જઈ મળ્યો, અને તેને નવાં વાસણ લાવવા જેટલા પૈસા આપ્યા. તે છોકરી ઘણી રાજી થઈ તેનો ઉપકાર માની ત્યાંથી ચાલી ગઈ અને તે સરદાર પણ પોતાનું વચન પાળી શકયો તેથી ઘણા હર્ષમાં ને હર્ષમાં પોતાના ઘર ભણી પાછો ફર્યો. થોડા દિવસ પછી રાજાજીને આ વાતની ખબર પડી, ત્યારે તેણે તે સરદારને બોલાવી ઘણી શાબાશી આપી, અને આપેલું વચન પાળવા માટે તેને એક મોટી જાગીર ઇનામમાં આપી.

# ૪૪. કંજુસ વાણીઓ.

---

એક વાણીઓ હતો. તે ઘણોજ કંજુસ હતો. તેની વહૂ પણ ઘણીજ કજીઆખોર હતી. તે તેને ઘણું પજવતી. પોતાની વહૂથી કંટાળી જઈ, તે વાણીઓ એક વેળા વનમાં ચાલી નીકળ્યો. વનમાં એક વડ તળે તપ કરવાનો ઢોંગ કરી શરીરે રાખ ચોળી, આંખો મીંચીને બેઠો; પણ તેનો જીવ તો પૈસામાં ને પૈસામાંજ હતો. તે વડ પાસેથી બે ઠગ જતા હતા. તેઓને લાગ્યું, કે 'આ તો કોઈ મોટો જોગી લાગે છે. પેલા ઝવેરીને ઠગીને જે હીરો લાવ્યા છીએ, તે આ મહારાજને આપીએ તો આપણું ભલું થાય. આમ વિચાર કરતા હતા, એટલામાં એક ઠગ બોલ્યો, 'આ હીરો મૂકવાની અહીં સહીસલામત જગા નથી. મહારાજના પગ આગળ મૂકીશું, તો કોઈ ઉઠાવી જશે, અને જો કયાંઈ દાટીશું તો આ મહારાજ આંખો ઉઘાડશે, ત્યારે તેમને જડશે નહિ.' ઠગના આ શબ્દો સાંભળી પેલો ઢોંગી વાણીઓ મનમાં વિચાર કરવા લાગ્યો, કે જો આ ઠગને હીરો મકૂવાની સહીસલામત જગા મળશે નહિ તો આ બંને જણા આ હીરો ભેટ મૂકયા વિના ચાલ્યા જશે, માટે લાવ, હું મારૂં મોં ફાડી રાખું. આમ વિચાર

કરી, પોતાની આંખો મીંચી રાખી, તેણે પોતાનું મોં ફાડયું. આ જોઈને પેલા ઠગ ચેતી ગયા, કે આ તો કોઈ બગભગત લાગે છે; ખરો જોગી લાગતો નથી; તેની દાનત હીરો પડાવી લેવાની થઈ છે, માટે તેની બુદ્ધિ પ્રમાણે તેને ફળ મળવું જોઈએ. આમ વિચાર કરી, ઢોંગી વાણીઆના ખુલ્લા મોંમાં ધૂળની એક એક ચપટી નાખીને તે બંને ઠગ ચાલતા થયા!

---

## ૪૫. राजा अने भरवाड.

કોઈ એક રાજા જંગલમાં શિકાર કરવા નીકળ્યો હતો. જંગલી પશુઓને બાણ મારતાં વચ્ચે એક ભરવાડનો છોકરો વીંધાઈ ગયો. રાજા જઈને જુએ છે તો તે છોકરો તરફડીઆં ખાતો પડયો હતો. તેણે તે છોકરાનાં નામઠામ પૂછી લીધાં, અને તેનો જીવ બચાવવા ઘણી મહેનત કરી; પણ થોડી વાર પછી તે છોકરાના પ્રાણ નીકળી ગયા. પોતાની વસ્તીના એક નિર્દોષ છોકરાનું પોતાનાથી અજાણે પણ ખુન થયું, તેથી તે રાજા ઘણો પસ્તાવા લાગ્યો, ને તે તરતજ પોતાની રાજધાનીમાં પાછો આવ્યો, અને તે છોકરાના બાપને બોલાવી લાવવા માણસો મોકલ્યાં. રાજાજી

બોલાવે છે તે કોણ જાણે શું હશે એમ વિચાર કરતો કરતો પેલો ભરવાડ આવ્યો. રાજાએ તેને એકાંતમાં બોલાવી કહ્યું, 'ભલા ભરવાડ, શિકાર કરતાં અજાણે મારું બાણ વાગવાથી તારો છોકરો મરણ પામ્યો છે; તેના ખુનને માટે હું ગુન્હેગાર છું, માટે લે આ તલવાર અને મારૂં માથું કાપી નાખ; મારા મરણ પછી તને કંઈ પણ હરકત નહિ થાય તેનો મેં પાકો બંદોબસ્ત કરી રાખ્યો છે.

પોતાના છોકરાના મોતના સમાચાર સાંભળી તે ભરવાડની આંખમાંથી આંસુની ધાર ચાલવા લાગી, પણ તે હિંમત રાખી બોલ્યો, 'અન્નદાતા, આપ તો મારા માબાપ છો; મારા છોકરાનું આવરદા પૂરું થયું હશે, તેથી તે મરી ગયો. મહારાજ, આપ આ શું બોલો છો! મારા ખોળીઆમાં જીવ છે, ત્યાંસુધી આ તલવાર તો શું, પણ આ આંગળી પણ આપના સામી ઉપાડવાનું પાપ મારાથી થશે નહિ.' ભરવાડનું મોટું મન જોઈને અને તેની રાજભક્તિથી પ્રસન્ન થઈને રાજાએ તેનાં ઘણાં ઘણાં વખાણ કર્યાં, અને તેને બે ગામ ઈનામમાં આપી વિદાય કીધો.

## ૪૬. माबापनी सेवा करनार श्रवण.

---

શ્રવણ નામનો એક બ્રાહ્મણનો છોકરો હતો. તેનાં માબાપ ઘરડાં અને આંધળાં હતાં. તેઓને જાત્રા કરવાનું મન થયું; પરન્તુ તેઓની પાસે પૈસા ન હતા, તેથી તેઓનાથી જાત્રા કરી શકાતી નહતી. શ્રવણે જાણ્યું, કે મારાં આંધળાં માબાપને જાત્રા કરવાનું મન થયું છે, ને તેમની પાસે પૈસા નથી તેથી તેઓ મુંઝાય છે; પણ હું તેઓને ગમે તેમ કરી જાત્રા કરાવું ત્યારેજ મેં મારી ફરજ બજાવી કહેવાય. આમ વિચારી તેણે પોતાનાં માબાપને એક કાવડમાં બેસાડયાં, અને તે કાવડ ખભે લઈ તે તેઓને જાત્રા કરાવવા નીકળ્યો. રસ્તામાં તે ઘરડાં ને આંધળાં માબાપને ઘણી તરસ લાગી, તેથી કાવડ નીચે મૂકી શ્રવણ પાણી શોધવા ગયો. થોડે દૂર એક સરોવર હતું ત્યાં તે પહોંચ્યો; પણ જેવો તે પાણી ભરવા જતો હતો, તેવામાં એક દશરથ નામના રાજાએ તેને અજાણ્યે બાણ માર્યું. દશરથ રાજાના મનમાં એમ હતું, કે કોઈ જંગલી પશુ સરોવર ઉપર પાણી પીવા આવ્યું છે. સરોવર આગળ આવીને જોયું, ત્યારે તેણે એક બ્રાહ્મણનો છોકરો તરફડીઆં ખાતો નીચે પડેલો દીઠો. તે છોકરો દશરથ

રાજાને જોઈ મરતાં મરતાં બોલ્યો, 'મહારાજ, અહીંથી થોડે દૂર મારાં ઘરડાં ને આંધળાં માબાપ કાવડમાં તરસ્યાં બેઠાં છે; તેમને આ પાણી પીવા પહોંચાડશો એટલીજ મારી પ્રાર્થના છે.' આટલું બોલી તે છોકરો મરણ પામ્યો. દશરથ રાજાને ઘણો પસ્તાવો થયો અને ઉતાવળે ઉતાવળે પાણી લઈ જઈને કંઈ પણ બોલ્યા વિના, શ્રવણનાં આંધળાં માબાપને તેણે પાણી પાયું. શ્રવણ કેમ બોલતો નથી એ પ્રમાણે શંક જવાથી તે બંને બોલ્યાં, 'દીકરા શ્રવણ, તું કેમ મૂંગો થઈ રહ્યો છે? કેમ કંઈ બોલતો નથી? દશરથ રાજાએ હાથ જોડી માફી માગી કહ્યું, 'હું દશરથ રાજા છું. મારા બાણથી તમારો છોકરો વીંધાઈ મરણ પામ્યો છે, અને તેથી તમારે માટે હું આ પાણી લઈ આવ્યો છું.' આ બોલ સાંભળતાંજ પેલાં આંધળાં માબાપના પ્રાણ એકદમ નીકળી ગયા. !

## ૪૭. एक लोभी राजा.

ઘણાં વરસ પહેલાં એક રાજા થઈ ગયો. તેના ભંડાર સોનાથી ભર્યા હતા, તોપણ તેને તેટલાથી સંતોષ થતો નહતો. એક દિવસ તેના દરબારમાં એક ફકીર આવી કહેવા લાગ્યો, 'હે રાજા, તારા ભંડારમાં ઘણું સોનું છે.' રાજાએ કહ્યું, 'સાંઈબાવા, એટલા સોનામાં શું વળ્યું ?

મારી ઇચ્છા તો એવી છે, કે જે ચીજને હું અડકું તેનું સોનું થઈ જાય. 'ફકીરે જવાબ આપ્યો, 'રાજા, તારી તેવી ઇચ્છા છે તો જા, તે પ્રમાણે થશે; એટલું કહી તે ફકીર ત્યાંથી ચાલ્યો ગયો. રાજા જે જે ચીજને હાથ લગાડે તેનું સોનું થઈ જવા લાગ્યું. આ પ્રમાણે ઘરનું બધું રાચરચીલું સોનાનું થઈ ગયું! બધા ખોરાક તેમજ પાણીનું પણ સોનું સોનું થઈ જાવા લાગ્યું. જેને તે હાથ વતી અડકે, તે સોનું થઈ જાય! પોતાની એકની એક છોકરી પણ સોનાની પુતળી બની ગઈ! પોતે ભૂખે અને તરસે મરવા લાગ્યો અને પોતાની દીકરી પણ સોનાની પુતળી થઈ ગઈ તેથી તે ગાંડા જેવો થઈ ગયો. તે પોકેપોક મૂકી કહેવા લાગ્યો, 'અરે! ભગવાન, મારી પાસે ઘણું સોનું હતું, તેનાથી હું ધરાયો નહિ અને મેં ઉલટી ગાંડી ઇચ્છા કરી જેથી મારે આટલું દુઃખ ખમવું પડે છે, અને હવે મારે મરવાનો વખત પણ નજીક આવ્યો છે!' આ પ્રમાણે તે કલ્પાંત કરતો હતો એટલામાં પેલો ફકીર ફરતો ફરતો તેની પાસે પાછો આવી ચઢયો. તેને જોઈ તે રાજા તેને એકદમ પગે પડી કહેવા લાગ્યો, 'સાંઇબાવા, દરેક ચીજને અડકી તેનું સોનું બનાવવાની મારામાં શક્તિ આવી છે, અને તેથી આ દુનીઆમાં મારા જેટલું કોઈની પાસે સોનું નથી, છતાં આ દુનીઆમાં મારા જેવો દુઃખી એક પણ માણુસ નથી; મારૂં ખાવુંપીવું ખરાબ થયું છે; મારી એકની એક છોકરી

પણ સોનાની પુતળી બની ગઈ છે, અને હું મરવા પડયો છું; તો મારી સઘળી ચીજો જેવી હતી તેવી ને તેવી મને પાછી કરી આપવાની મહેરબાની કરો.' તે ફકીરે જવાબ આપ્યો, 'હે રાજા, ખરૂં સુખ ઝાઝા સોનામાં નથી, પણ જરૂર જેટલું મળે તેમાંજ છે; માણસને રોજ પોતાનું પેટ ભરવા થોડા અન્નની જરૂર છે; એકઠા કરી રાખેલા સોનાનો સારો ઉપયોગ ન થાય, તો તે પત્થરના ઢગલાની બરાબર છે; આ બધું તું હવે સમજ્યો લાગે છે, માટે જા, તારા બાગમાં નદી વહે છે, તેમાંથી તું જાતે પાણી ભરી લાવ, અને આ બધી વસ્તુ ઉપર થોડું થોડું છાંટ, એટલે તે વસ્તુ હતી તેવી ને તેવીજ પાછી થઈ રહેશે.' રાજાએ તે પ્રમાણે કર્યું એટલે પાછી તે ચીજો હતી તેવી ને તેવી થઈ ગઈ!

---

## ૪૮. વાંસળી વગાડનારો ફકીર અને જૂઠા ગામલોકો.

---

એક ગામ હતું. તે ગામમાં મરકી ચાલતી હતી, તેથી ત્યાં ઉંદરોનું જોર વધી પડયું હતું. ગામલોકો હરકોઈ ઉપાયે બધા ઉંદરોનો નાશ કરાવવા ઇચ્છતા હતા. એક વેળા તે ગામમાં એક ફકીર આવી ચડયો. તે ફકીર એવી અજબ રીતે વાંસળી વગાડતો હતો, કે પ્રાણિમાત્ર

તેની મોહનીમાં બેશુદ્ધ થઈ જતાં. ઉંદરોનું કાસળ કઢાવવાના વિચારથી બધા લોકોએ તે ફકીરને આજીજી કરી, ત્યારે તેણે કહ્યું, કે ઉંદરોને મારી નાખવાની એક ખરી હિકમત જાણું છું, પણ બધા ઉંદરોનો નાશ કરવા બદલ તમારે બધાએ મળીને મને સો રૂપિઆ આપવા પડશે. બધા લોકોએ સો રૂપિઆ આપવા કબૂલ કર્યું. પછી તે ફકીરે પોતાની વાંસળીમાંથી એવો તો સૂર કાઢયો, કે ગામના બધાજ ઉંદરો તેની આસપાસ આવી નાચવા લાગ્યા. તે ફકીર વાંસળી વગાડતો વગાડતો આગળ ચાલ્યો; છેવટે એક નદી આવી. તે ફકીર તેમાં ચાલ્યો એટલે ઉંદરો પણ તેની પાછળ પાછળ નદીમાં પડયા, અને તે બધા તેમાં ડૂબી મુઆ. તે ફકીરે પાછા આવી ગામલોક પાસે સો રૂપિઆ માગ્યા, પણ લોકો તો એક બીજાની સામું જોવા લાગ્યા; ને કહેવા લાગ્યા, 'અમે રૂપિઆબુપિઆની વાત જાણતા નથી; કદાચ કોઈએ રૂપિઆ આપવાના કહ્યા હોય, તોપણ ઉંદરને મારી નાખવાના તે સો રૂપિઆ હોય?' ફકીરે કહ્યું, 'તમે સો રૂપિઆ આપવા કબૂલ કર્યું છે, માટે આપવા હોય તો આપો, નહિ તો મારાથી જે બનશે તે કરીશ.' ગામલોકો સાથે બોલી ઊઠયા, 'જા, જા, તારાથી થાય તે કરી નાખજે.' આ શબ્દો સાંભળી તે ફકીર કંઈ બોલ્યો નહિ. તે એકદમ પોતાની વાંસળી

વગાડવા લાગી ગયો, અને તેમાંથી એવી જાતનો સૂર કાઢયો, કે તે સાંભળીને ગામનાં બધાં ઢોર દોડી આવ્યાં, ને તેની આસપાસ નાચવા કૂદવા લાગ્યાં. તે આગળ ચાલવા લાગ્યો, એટલે બધાં ઢોર પણ તેની પાછળ પાછળ ભાન ભૂલીને જવા લાગ્યાં. રસ્તે એક મોટી નદી આવી, એટલે તેને કાંઠે ઉભી તે વાંસળી વગાડવા લાગ્યો. ભાન ભૂલી ગએલાં બધાં ઢોર નદીના ઊંડા પાણીમાં પડયાં, ને તણાતાં ચાલ્યાં. ગામલોક તો બધું જોઈને ગાભરાજ બની ગયા. પેલો ફકીર તેમને સલામ કરી ત્યાંથી તરતજ ચાલ્યો ગયો. તે ફકીરને એક પણ શબ્દ કહેવા માટે કોઈની જીભ ઉપડી નહિ; ગામલોક સમજી ગયા, કે તેને કંઇ પણ કહીશું તો હવે તે આખા ગામનાં માણસોને નદીમાં ડૂબાડી મારી નાખશે !

## ૪૯. मदारी अने निशाळीओ.

પાંચ વાગે નિશાળ છૂટી, એટલે કેટલાક છોકરાઓ સાથે મળી પોતપોતાના ઘર તરફ જતા હતા. રસ્તામાં એક મદારી ખેલ કરતો હતો; તે જોવા તે બધા થોડી વાર ઉભા રહ્યા. તે મદારી જુદી જુદી ચીજો ચાલાકીથી બદલી નાખી ખેલ જોનારને હેરત પમાડતો હતો. પાસે ઉભેલા

એક નિશાળીઆને તેણે કહ્યું, 'ભાઈ, તમારી પાસે એક અર્ધો પૈસો હોય તો લાવો; તેને હું સોનાનો બનાવી આપું.' પેલે છોકરે પોતાના ખીસામાંથી એક અર્ધો પૈસો કાઢી તરતજ તે મદારીના હાથમાં મૂકયો. મદારીએ તે પૈસાને એક છૂપી કોથળીમાં સેરવી દીધો. અને 'છુમંતર' 'છુમંતર' કહીને પોતાના હાથમાં અગાઉથી સંતાડી રાખેલો એક સોનાનો સિકકો તમાશો જોનારને બતાવ્યો. ત્યાં એક ગામડીઓ ઉભો હતો, તે આ જોઈને તે મદારીને દેવ જેવો કહેવા લાગ્યો. કેટલાક નિશાળીઆએ તે ગામડીઆને સમજાવ્યો, કે એ તો હાથચાલાકીના ખેલ છે; જો આ મદારી લોઢા કે તાંબામાંથી સોનું બનાવી દેતો હોય, તો તુંજ વિચાર કરની કે તે આમ રખડતો અને ભીખ માગતો શા માટે ફરે? આટલું બધું કહ્યા છતાં અને સમજાવ્યા છતાં તે ગામડીઆને ખાતરી ન થઈ તે નજ થઈ. જે છોકરાનો અર્ધો પૈસો હતો, તેના હાથમાં સોનાનો ખરો સિકકો મૂકી તે મદારી બોલ્યો, 'એ સિકકો ખરા સોનાનો છે કે નહિ તે તપાસી જુઓ.' પેલે છોકરે તપાસી કહ્યું, 'હા, તે સોનાનોજ છે; પણ શું આ સિકકો મારાજ અર્ધા પૈસામાંથી બનાવી દીધો?' તે મદારીએ જવાબ વાળ્યો, 'ભાઈ સાહેબ, એમાં શો શક? એવા હજારો અર્ધા પૈસાના અમે સોનાના સિકકા બનાવ્યા છે, તો આ એ-

કનો શો હિસાબ?' ખરો સિક્કો પોતાના ગજવામાં મૂકી તે છોકરો બોલ્યો, 'થયું ત્યારે; આ સિક્કો મેંજ તને આપ્યો હતો; હવે તેમાંથી મારે પાછો અર્ધો પૈસો બનાવવો નથી!' ખરો સિક્કો પાછો લેવા તે મદારીએ ઘણી મહેનત કરી, પણ બધા છોકરાઓએ તે છોકરાનો પક્ષ લીધો, એટલે તે મદારીનું કંઈ ચાલ્યું નહિ. પોતાનો ખરો સિક્કો ગયો, તેથી તે મદારી બધી રમત સંકેલી ત્યાંથી ચાલતો થયો, અને બધા છોકરાઓએ મળી તે ખરો સિક્કો ટાઢે દુઃખી થતાં બાળકોને ધાબળીઓ લાવવા માટે ધર્માદામાં આપી દીધો.

---

## ૫૦. भीखारी अने तेनी झोळी.

---

એક ભીખારી ખાંધે ઝોળી નાખી ચાલ્યો જતો હતો. ઝોળીમાં માગી ભીખીને એકઠા કરેલા થોડા રોટલાના કકડા હતા. ચાલતાં ચાલતાં તે બબડતો જતો હતો, કે પૈસાદાર લોકો કેવા ગાંડા છે, કે તેઓ પાસે ઘણું ધન હોય છે છતાં તેઓ વધારે ને વધારે પૈસો મેળવી એકઠો કરી રાખવા રાતદિવસ મહેનત કરે છે! મારી પાસે તેઓના કરતાં ઘણું ઓછું ધન હોય તોપણ હું તો બધો પૈસો વા-

પરી નાખું, અને તે એકઠો કરવાની જરા પણ ઇચ્છા કરૂં નહિ. આ શબ્દો સાંભળી નસીબદેવી તેની પાસે આવી ઉભાં ને કહેવા લાગ્યાં, 'અલ્યા ભીખારી, તારે શું જોઈએ છે?' ભીખારીએ કહ્યું, 'માતાજી, મારે થોડા પૈસા જોઈએ છેઃ વધારેની જરૂર નથી.' નસીબદેવી બોલ્યાં, 'બહુ સારૂં; તારે જેટલા પૈસા મેળવવાની ઇચ્છા છે, તે કરતાં પણ હું તને વધારે આપીશ; ચાલ, ધર તારી ઝોળી; પરન્તુ અલ્યા, સાચવજે કેમકે તારી ઝોળી સડી ગએલી અને ફાટેલીતૂટેલી લાગે છે. જો તેમાં નાખેલા પૈસા નીચે પડી જશે, તો તે બધા પૈસા તેમજ તારા રોટલાના કકડા પણ પાછા ધૂળ થઈ જશે, માટે જેટલા પૈસાનો ભાર તારી ઝોળી ઝીલી શકે તેટલાજ તેમાં પડવા દેજે.' ભીખારીએ કહ્યું, 'હું બરાબર સંભાળ રાખીશ.' નસીબદેવી તેની ઝોળીમાં એક પછી એક એમ સોનાના કટકા નાખવા લાગ્યાં. જ્યારે તે ઝોળી ફાટું ફાટું થઈ રહી, એટલે દેવીએ તે ભીખારીને ચેતવણી આપી કહ્યું, 'એ ભીખારી, સંભાળજે નહિ તો આ બધા સોનાના કટકાની તેમજ તારી ઝોળીમાં જે કંઈ છે તે બધાની ધૂળ થઈ જશે.' તે ભીખારીએ હજુ વધારે સોનાના કટકા મેળવવાના લોભમાં ને લોભમાં જવાબ વાળ્યો, 'માજી, મારી ઝોળી દેખાય છે એવી, પણ તે એકદમ ફાટે તેવી નથી.

તમે હજુ તેમાં વધારે કટકા નાખશો તો તે ફાટવાની નથી.' નસીબદેવીએ તો તેની ઝોળીમાં વધારે કટકા નાખવા શરૂ કર્યા; પણ જેવો એકજ કટકો વધારે પડયો કે ઝોળી નીચેથી ફાટી ગઈ અને તેમાં જે હતું તે બધું નીચે પડી ગયું અને તેની ધૂળ ધૂળ થઈ ગઈ! ઝોળીમાં કેટલા કટકા પડયા તે જોવા તે ભીખારી નીચું ને નીચું જોઈ રહ્યો હતો, તેણે હવે તે નસીબદેવીને ફરીથી પ્રાર્થના કરવા પોતાનું મોં ઉંચું કર્યું, પણ એટલામાં તો તે નસીબદેવી ત્યાંથી અદ્રશ્ય થઈ ગયાં હતાં. તે ભૂખ્યો ભીખારી પોતાનું માથું કૂટી કહેવા લાગ્યો, 'પૈસાદાર લોકો બહુ લોભીઆ છે, તેઓ પૈસા સંઘરી રાખે છે, એ પ્રમાણે તેઓની ખોડ કાઢવામાં હું ડાહ્યો ડાહ્યો થતો હતો, પણ જ્યારે નસીબદેવીએ મને પુષ્કળ સોનું આપ્યું, ત્યારે તેથી પણ વધારે લેવાની મારી ઇચ્છા થઈ, ને જે કંઈ મને મળ્યું હતું તે પણ ગુમાવી બેઠો. સમજુ લોકો કહે છે તે ખરૂંજ છે, કે બોલવું સહેલું છે, પણ તે પ્રમાણે કરી બતાવવું અઘરૂં છે.



## ૫૧. નસીબદેવી અને ગરીબ છોકરી.

એક ગરીબ છોકરીનાં માબાપ મરી ગયાં હતાં. માટીના પડું પડું થઈ રહેલા એક નીચા ઝુંપડામાં તે રહેતી હતી. ચોમાસામાં વાવાઝડી અને ભારે વરસાદથી તેનું ઝુંપડું પડી ગયું, તેથી તે રસ્તા ઉપર આવી રડવા લાગી. તેને રડતી જોઈને નસીબદેવીને દયા આવી તેથી તે ત્યાં આવ્યાં ને તેને કહેવા લાગ્યાં, 'છોકરી, તું કેમ રડે છે.?' તેણે જવાબ આપ્યો, 'માજી, મારી એકની એક ઝુંપડી તોફાન અને વરસાદથી બેસી ગઈ છે; મારે રહેવાને ઘર નથી કે ખાવાને અન્ન નથી. હવે હું શું કરીશ?' દેવી બોલ્યાં, 'છોકરી, તું ફિકર કરીશ નહિ, તું પાછી જા, અને તારૂં ઝુંપડું પડી ગયું છે કે કેમ તેની ખાતરી કરી અહીં પાછી આવજે.' છોકરી પાછી ગઈ અને જોયું તો પોતાના ઝુંપડાને ઠેકાણે એક સુંદર મહેલ બાંધેલો દીઠો. તેની અંદર પણ બધું રાચરચીલું સરસ રીતે ગોઠવ્યું હતું. આ સઘળું જોઈને તે ઘણી ખુશ થઈ ગઈ. આ મહેલ નસીબદેવીએ પોતાને માટેજ બાંધેલો છે એવું ધારી તે તેમાં રહેવા લાગી. થોડા દિવસ પછી નસીબદેવી, એક ગરીબ ભીખારણનો વેશ લઈ તે છોકરીના મહેલ પાસે આવી કહેવા લાગ્યાં, 'બાઈ, તું નસીબદાર છે, મારે રહે-

વાને ઘર નથી, અને પહેરવાને કપડાં નથી. માગી ભીખીને જેમ તેમ કરી પેટ ભરૂં છું, ને ઘણી વાર તો અન્ન ન મળવાથી કડાકા પણ થાય છે.' તે છોકરીએ બેદરકારીથી અને તોછડાઈથી જવાબ આપ્યો, 'નીકળ અહીંથી. તારા જેવી ધુતારી અને લુચ્ચી તો કઈક આવે છે; નીકળ અહીંથી નહિ તો લાગશે ધક્કો !' આવા શબ્દો સાંભળી તે ભીખારણ બોલી, 'બાઈ, તું આટલો બધો અહંકાર શા માટે કરે છે? તું તારી પોતાની અગાઉની સ્થિતિ ભૂલી ગઈ લાગે છે.' આ સાંભળી તે છોકરી તો ઉલટી વધારે ગુસ્સે થઈને બોલી, કે છે કે કોઈ? આ ભીખારણને અહીંથી ધક્કો મારી બહાર કાઢો. મહેલના નોકરચાકર 'ખમા,' 'ખમા' કરતા દોડી આવ્યા, અને તે ભીખારણને ધક્કા મારી બહાર કાઢી. થોડી વાર પછી તે છોકરી કંઈ કામસર મહેલની બહાર ગઈ. જ્યારે તે પાછી વળી ત્યારે મહેલને ઠેકાણે તેણે પોતાનું અસલનું પડી ગએલું ઝુંપડું જોયું. આ જોઈને તેને પોતાની તોછડાઈ અને હલકાઈ માટે ઘણો પસ્તાવો થયો. નસીબદેવીની માફી માગવા અને તેની પાસેથી ફરીથી મહેલ માગી લેવા તે પાછી રસ્તા ઉપર જઈ ઉભી, પણ ત્યાં નસીબદેવી ફરીથી આવ્યાં નહિ, અને તે હતી તેવીને તેવી થઈ રહી !

---

# બાળસ્વભાવ.

**સુધારોવધારો કરેલી નવીન આવૃત્તિ કિં. ૦-૮-૦ તૈયાર છે.**

મુંબઈ ઇલાકાના મે. ડિરેકટર સાહેબે પ્રાથમિક શાળાના શિક્ષકના ઉપયોગ માટે તેમજ લાઇબ્રેરી માટે, અને વડોદરા રાજ્યના મે. વિદ્યાધિકારી સાહેબે પણ આ પુસ્તકને ઇનામ તથા લાઇબ્રેરી તરીકે મંજુર કરેલું છે. આ પુસ્તક ટ્રેનિંગ કૉલેજના સ્ત્રી તેમજ પુરુષ શિક્ષકોને 'કેળવણી' અને 'માનસશાસ્ત્ર' ના વિષયોમાં પરીક્ષામાં ઘણુંજ મદદગાર થઈ પડયું છે. વડોદરા, રાજકોટ, વગેરે સ્થળે આ પુસ્તકનો 'ટેકસ્ટ બુક' તરીકે પણ ઉપયોગ થાય છે, તેથી તેની ઉપયોગિતા વિષે વિશેષ કહેવાની જરૂર નથી.

કર્ત્તા.

# —બાળવાર્તા—

**મુંબઈ ઇલાકાના તેમજ વડોદરા રાજ્યના મે. ડિરેકટર સાહેબોએ ઇનામ તેમજ લાઇબ્રેરી માટે મંજુર કરી છે.**

ઉપરનાં બંને પુસ્તક મળવાનાં ઠેકાણાં.

**કર્ત્તા—ગંગાશંકર મણિશંકર વૈષ્ણવ.**
ફીમેલ ટ્રેનિંગ કૉલેજ—**અમદાવાદ.**
**બુકસેલર**—મી. પોપટલાલ મગનલાલ ઓરીએંટલ બુક ડેપો—રીચીરોડ—**અમદાવાદ.**
**બુકસેલર**—એન. એમ. ત્રિપાઠી.
કાલબાદેવી રોડ—**મુંબઈ.**

વિષય. પૃષ્ઠ.


૩૧. જંગલી ઘોડો, હરણ અને માણસ. ૫૮.

૩૨. બ્રાહ્મણ અને વાઘ. ૫૯.

૩૩. હાથી અને છ આંધળા ૬૨.

૩૪. વરૂઓનું ટોળું અને બે મુસાફર ૬૫.

૩૫. ગરીબ બ્રાહ્મણ અને તેની ગાય. ૬૬.

૩૬. કુતરો અને તેના બે દાવાદાર. ૬૮.

૩૭. પાકાં પાંદડાં અને નવી કુંપળો. ૭૦.

૩૮ વડ અને ભીંડાનો છોડ. ૭૧.

૩૯ બાવળ અને આંબો. ૭૨.

૪૦. કઠિઆરો અને કૂહાડીનો હાથો. ૭૩.

૪૧. ફૂલની રાણી. ૭૫.


વિષય. પૃષ્ઠ.


૪૨. સારૂંનરસું માણસ કેમ પારખવું? ૭૮.

૪૩ સરદાર અને ખેડુતની છોકરી. ૭૯.

૪૪ કંજુસ વાણીઓ. ૮૧.

૪૫ રાજા અને ભરવાડ. ૮૨

૪૬. માબાપની સેવા કરનાર શ્રવણ ૮૪.

૪૭ એક લોભી રાજા. ૮૫.

૪૮. વાંસળી વગાડનારો ફકીર અને જૂઠા ગામલોકો. ૮૭.

૪૯. મદારી અને નિશાળીઓ. ૮૯.

૫૦. ભીખારી અને તેની ઝોળી. ૯૧.

૫૧. નસીબદેવી અને ગરીબ છોકરી. ૯૪




